સચિત્ર ગુજરાતી વાર્તા સીરીઝ

# પુષ્પહાર.



સ્વાગત.

સાતમુ અને આઠમુ પુષ્પ

# ગ્રાહકો માટે.

બંધુ,

આજ રોજ "પુષ્પહાર" નુ સાતમુ-આઠમુ પુષ્પ આપના હસ્તમા મૂકતા અમને અત્યત હર્ષ થાય છે. અમારા કેટલાક શુભેચ્છક ગ્રાહકો અમને શરૂઆતથીજ કીમતી મદદ કરતા રહયા છે તેમનો આભાર માન્યા શિવાય **રહી શકતા નથી.** અમારા **સાણંદના ઉત્સાહી** એજન્ટ **રા. રા હરીલાલ મંગળદાસ મહેતાએ** પણ ઘણાજ ઉત્સાહથી ગ્રાહકો વધાર્યા છે એ બંધુએ કમીશનં તરફ દ્રષ્ટી ન રાખતા કાર્યાલયને મદદ કરવાની શુભ વૃત્તીથી અત્યંત શ્રમ સેવ્યો છે. **સરસ્વતી** માળાનુ પ્રથમ પુસ્તક ટુંક સમયમા બહાર પાડવા વિચાર હતો પણ અનુકુળતા ન હોવાથી તે જુન માસની આખરે અથવા જુલાઇની શરૂઆતમા બહાર પાડી શકાશે ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે ટીકીટ અથવા રીપ્લાઇ કાર્ડ બીડવો નહિતો જવાબ આપી શકાશે નહિ. દરેક પત્ર વ્યવહાર વખતે પોતાનો ગ્રાહક નબર અવશ્ય લખવો. અને કેટલામું પુષ્પ નથી મળ્યુ તે સ્પષ્ટ જણાવવુ આ **પુષ્પના** કવરના છેલ્લા પાના ઉપર ઉપયોગી કીમતી વસ્તુની નવિન ઇનામમાળા તરફ આપનુ ધ્યાન ખેંચીયે છીએ એનો લાભ લેનારે સાતમા પુષ્પની ઇનામમાળા વર્ગ મો. એમ જણાવવુ જુનની ત્રીસમી તારીખે **સરસ્વતી** માળાની ભેટ **"શિરહિન શબ"** મોકલવાની બધ કરવામા આવશે તથા એ મુદત પછી વાર્ષિક મૂલ્ય રૂ ૧ ૮-૦ આપવું પડશે માટે જેમની ઇચ્છા હોય તેમણે ત્વરાથી ગ્રાહક થવુ કાર્યાલય તરફથી માત્ર આ

આનામાં બુલબુલ માસિક વગેરેનો લોટ મોકલવામા આવે છે તેની ઘણીજ થોડી કોપી સીલકમાં છે માટે ઇચ્છા હોય તેમણે મંગાવી લેવો. "સરસ્વતી" માળાના ચાલુ માસમા ગ્રાહક થનારને તે અર્ધી કીંમતે એટલે ચાર આનામા મળશે. લી૦ કૃપાકાક્ષી,

પ્રયોજક.




સાહિત્ય કુંજવિહારી

હુ યોગી જનોના હૃદયસ્થ શ્રી કુંજવિહારી કૃષ્ણના કંઠમા રહેનાર, રસીક જનોની રસલીલામાં અગ્રસ્થાન લેનાર અને રસિક રમણીઓના હૃદય હરનાર પુષ્પહારનુ પુષ્પ છુ આજે સાતમા વખતે હું આપની પાસે આવુછુ. મારી મધુરસુગંધથી આપ મોહીત થયા છો નહિ ? પણ—પણ શુ ? હુ જાણુ છુ કે આપ સુગંધ સાથે સૌદર્યપ્રેમી છો કેમ ? અને તેથી શરૂઆતના અને હાલના માગ બાહ્ય સૌદર્યવિષે કહો છો. બંધુ ! મારા સ્વરૂપને વધારે આકર્ષક કરવુ એ આપના હાથમા છે. માત્ર આપની મદદ રૂપી જળનુ એક ટીપુ મારા તૃપાતુર છોડને આપો અને થોડાજ સમયમા આપ મારો વિકાસ અને સૌદર્ય તરફ અજાયબ દ્રષ્ટીથી જોશો. મારી ખાત્રી છે કે આપ જેવા રસિક બંધુ ગ્રીષ્મઋતુ કે જે વખતે મધ્યાન્હ સમયે ચારે બાજુ દાવાનળ વરમી મારા સુકુમાર શરીરને કરમાવી રહ્યો છે તે વખતે જળના એક ટીપાનુ દાન જરૂર કરશોજ અને મારી તરફની તમારી કૃપાના બદલામા હુ તમને શુ આપીશ ? સૌંદર્ય અને સુગંધ

લી. તમારૂં મધુરૂ, પુષ્પ.




સાતમું અને આઠમુ ] [ પુષ્પ




( લેખક–ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા–સુરત. )

“ અરે પ્રભુ ! કામ કરતાં કરતા થાકી ગઇપણુ આજે પૈપણુ મળી નહિ.” છુટા પૈસા નથી કાલે એ રોજના આપીશ “ એમ શેઠે કહ્યું પણુ હવે હું શુ કરૂ ? હે પ્રભુ ! સર્વેશ્વર, કરૂણા સાગર, સર્વ દુઃખ વિનાશક પરમાત્મા ,મારી સામુ જો. મારો આર્તનાદ સાંભળ. મને વૈભવની ઇચ્છા નથી. ધનની અભિલાષા નથી. રહેવાને હવેલી, પહેરવાને ઉત્તમ વસ્ત્રો એ સર્વની કંઇજ જરૂર નથી. માત્ર સુકોપાકો રોટલો અને આવશ્યક કપડા મળે તો બસ. પકવાનોની

પરવા નથી પણ પ્રાણ રક્ષણ માટે પુરતુ અન્ન મળે તો બહુ થયુ મારા આશાતંતુ એકના એક પુત્રને ભૂખે મરતો કેમ જોઇ શકું ? હાય ! આજે ઘરમાં અન્નનો એક દાણો નથી. નિશાળેથી આવીને ખાવાનુ માગશે ત્યારે શુ કહીશ ? પ્રભુ ! મને કદી બે દિવસ અન્ન ન મળે તો ચલાવી શકુ પણ કુમળો બાળક કેમ રહી શકે ? હે અનાથના નાથ ! તેની ઉપર દયા કર "

એક વૃદ્ધ સ્ત્રી ઉપર લખ્યા પ્રમાણે બોલતી હતી. તેની આખો રડવાથી સુજી આવી હતી તથા મુખ તદન ફીકકુ દેખાતુ હતુ તેણી પોતાના બાળકની રાહ જોતી, નિસાસા નાખતી બેઠી હતી એટલામા સામેથી અગીયાર વર્ષનો એક બાળક રમતો કુદતો આવતો દેખાયો. તેને જોઇને એક ક્ષણ તે દુખી મન પ્રફુલ્લીત થયુ બાળુ એક હાથમા ફાટેલી ચોપડીઓ લઇને આનદથી આવતો હતો બાળકને આનદમા જોઇ માતાને આનદ થયો પણ તે એક ક્ષણજ "હમણા ખાવાનુ માગશે ત્યારે શુ કહીશ ?" એ વિચારે ફરી શોક વ્યાપ્યો

"માતા ! હુ આજે જમવાનો નથી " બારણામા પગ મૂકતાજ બાળુ બોલ્યો

"કેમ આજે શુ ખાધુ છે ?"

"આજે મને એક નવી વસ્તુ ખાવાને મળી તે અતિશય સ્વાદીષ્ટ હતી. પેલા **કમળાકરના** પિતાજી આજે સુદર ફળો લાવ્યા હતા તે મને બહુ ભાવ્યા. તેમણે મને અને કમળાકરને પુષ્કળ ફળો આપ્યા. હવે હુ રોજ તેજ ખાઇશ. માતા તુ મને રોજ લાવી આપશેને ?"

માતાને આ સાભળી અનિવાર્ય દુ:ખ થયુ. તેની આખોમાથી અશ્રુપ્રવાહ ચાલ્યો. રોટલાનાજ વાધા ત્યા રોજ મોઘી કીમતના ફળો ક્યાથી લાવું ? બાબુને છાતી સાથે ચાંપી આખો લુછતા લુછતા બોલી " બેટા ! પ્રભુ આપણી સામે જોશે તો તારી ઇચ્છા પુરી થશેજ. "

" મા, મારા પિતાજી કયા છે ? કયારે આવશે ? કમળાકરને તેના પિતાએ ફળો લાવી આપ્યા તેમ મારા પિતાજી નહિ લાવી આપે ? "

બાળકના શબ્દોએ માતાના દુ:ખમા વધારો કર્યો. પોતાની પૂર્વ સ્થીતીનુ ચિત્ર તેની નજર સામે ઉભુ થયુ. તેના પ્રિય પતિની રમ્યમૂર્તિ તેને દેખાઇ. આપણે એક બંગલામાં રહેતા હતા. ઘાડાઘોડા નોકર ચાકર વગેરે વૈભવ હતો અલકારો. મૂલ્યવાન વસ્ત્રો વગેરેનો મરજી પ્રમાણે ઉપભોગ કરતા હતા. પણ પતિનો, સ્વર્ગવાસ થતા સ્વાર્થી સગાઓએ ધીમે ધીમે સર્વસ્વહરી લીધુ- તે ચિત્ર અદ્રશ્ય થયુ માતા જોરથી રડવા લાગી. બાળક તેની તરફ દયાદ્ર દ્ર્ષ્ટીથા જોતો ઉભો રહ્યો. અતે પોતાના રડવાથી બાળકને દુ:ખ થશે એમ ધારી માતાએ આંસુ લુછ્યા. બાબુએ ફરી પૂછ્યુ " મા, કહેને પિતાજી કયાં છે ? " માતાએ આકાશ તરફ દ્રષ્ટી કરી.

" શુ આકાશમા છે ? "

" સ્વર્ગપુરીમા છે. "

" તેમનુ નામ શુ "

" પરમાત્મા. "

" ત્યારે નિશાળમાં તો બાબુભાઇ વિષ્ણુરાય લખાવ્યુ છે ?"

"વિષ્ણુ તેજ પરમાત્મા."

"તે મારી વિનંતિ સાંભળશે કે ?"

"જરૂર."

"ત્યારે તો મને જરૂર સ્વાદિષ્ટ ફળો મોકલાવશે" બાબુએ આનંદથી કુદવા માડયુ આજ બાબુએ ખાવાનુ માગ્યું નહિ વખતે મોડેથી કંઇ માગશે એમ ધારી પડોશીને ત્યાથી કંઇક અનાજ લાવવા સારૂ માતા બહાર ગઇ. બાબુ સ્હેજવાર પછી ઉઠયો અને બહાર ગયો. તેના મહેતાજીનુ ઘર થોડે દૂર હતુ. બાબુ ચાલાક હોવાથી માસ્તરનો તેના પર સારો પ્રેમ હતો બાબુને આવેલો જોઇ માસ્તરે પૂછ્યું "કેમ આજે રમવા નથી ગયો કે શુ ?"

"સાહેબ મારે તમને એક ચીજ પૂછવી છે" "શુ !"

"કાગળ કેમ લખાય તે મને શીખવો."

માસ્તરે પત્ર કેમ લખવો સરનામુ કેમ કરવુ તે સમજાવ્યુ અને એક કવર અને લખવાનો કાગળ આપ્યો. બાબુએ વિચાર કર્યો કે સ્વર્ગપુરીમા પિતાજી હશે તો મારો પત્ર વાચીને જરૂર આવશે અથવા નહિતો મારે માટે ફળો તો જરૂર મોકલાવશેજ. મહેતાજીના કહેવા પ્રમાણે તેણે પત્ર લખવા માડયો

"મારા પરમપૂજ્ય પિતાજી પરમાત્માની સેવામા-

અજ્ઞાન બાળક બાબુના સાષ્ટાગ નમસ્કાર.

બીજુ કમળાકરના પિતાજી તેને માટે સુદર ફળો અને સારા સારા કપડા લાવે છે તો તમો મારે માટે કમ લાવતા નથી. મારી મા કહે છે કે નઠારા છોકરાઓ ઉપર માબાપનો પ્રેમ હોતો નથી તો શુ હુ દુર્ગુણી છુ ? મે એવો શુ અપરાધ કર્યો છે કે તમે

મારા ઉપર પ્રેમ કરતા નથી. તમે મારા ઉપર શામાટે ગુસ્સે થાવ છો. કમળાકરના પિતા તેની ઉપર બહુજ પ્રેમ રાખે છે અને તમે મારા ઉપર મુદ્દલ રાખતા નથી. મને રોજ સ્વાદિષ્ટ ફળો ખાવાનુ બહુ ગમે છે પણ મા પાસે પૈસા નથી ત્યારે એ બિચારી ક્યાથી લાવે ? માટે મારી વિનતિ છે કે મારા અપરાધની ક્ષમા કરશો અને મારા માટે સ્વાદીષ્ટ ફળો મોકલજો

લી૦ ચર્ણરજ નમ્ર બાળક

**બાબુ.**

બાબુએ આ પ્રમાણે પત્ર લખી કવરમા બીડયો અને ટપાલમાં નાખવા ગયો ચારે બાજુ જોતો તે વિચારમાને વિચારમા જતો હતો આજે તેનો પગ જોરમા ઉપડતો હતો.

સધ્યાકાળ હોવાથી રાવસાહેબ વિનાયકરાય પોતાની ગાડીમા નીકળ્યા હતા ગાડી દૂર ઉભી રખાવી પગેજ ફરતા ફરતા તેઓ આગળ આવ્યા. એક નાનો છોકરો ટપાલના થાભલામા કાગળ નાખવા યત્ન કરતો હતો પણ થાભલો ઉચો હોવાથી તેનો યત્ન નિષ્ફળ જતો હતો રાવસાહેબે આ જોઇ તેના હાથમાથી થાંભલામા નાખવા કાગળ લીધો પણ એટલામા તેના વિચિત્ર સરનામા તરફ તેઓને આશ્ચર્ય ઉત્પન્ન થયુ.

" આ પત્ર મારા પરમપૂજ્ય પિતાશ્રી પરમાત્માની
સેવામા પહોચે. "
મુ૦ સ્વર્ગપુરી. "

તેઓએ તેને માયાળુ સ્વરથી પૂછ્યુ " ભાઇ તારૂ નામ શુ "

" બાબુ "

" તારા પિતાનુ નામ ? "

" પરમાત્મા. મારી માતા કહે છે કે હું પરમાત્માનો પુત્ર છુ "

રાવસાહેબ આ સાંભળી બાબુ તરફ આશ્ચર્ય ચકિત દ્રષ્ટીથી જોઈ રહયા. તેમને યાદ આવ્યુ કે તેમને ઘેર આવોજ પુત્ર હતો જીવતો હોત તો આજે આ બાળકના જેટલોજ હોત એક નિશ્વાસ મૂકી તેમણે કવરપર પોતાનુ સરનામુ લખ્યુ અને ટપાલમા નાખ્યો બાબુએ પત્ર ટપાલમા પડેલો જોઇ સતોષથી ઘર તરફ ચાલવા માડયુ. રાવસાહેબે પોતાના એક નોકરને તેની પાછળ મોકલી તેનુ ઘર કયા છે જોઇ આવવા કહ્યુ.

બીજે દિવસે સવારે રાવસાહેબ પોતા હાથમાના પત્ર તરફ સજળ નેત્રે જોઇ રહયા હતા પત્રના સરળ ભાવોથી તેમનુ હૃદય ભરાઇ આવ્યુ તેમણે નોકરને બોલાવી તેના કાનમા ધીમેથી કઇક કહ્યુ.

દિવસો પછી દિવસો વહી જવા લાગ્યા બાબુને ટપાલમા પત્ર નાખ્યાને સુમારે એક વર્ષ પુરૂ થવા આવ્યુ પણ તેટલા સમયમા તેની સ્થીતી ફેરવાઇ ગઇ બજારમા જતા સર્વ ' બાબુભાઇ–બાબુભાઇ" કહી માનથી બોલાવતા હતા "આ ફેરફારનું કારણ એ હતુ કે પત્ર ટપાલમા નાખ્યા પછી દર મહીને તેના નામપર ટપાલમા સો રૂપિઆની નોટ આવતી હતી તે અને તેની મા આનદથી વખત વીતાવતા હતા. પરતુ દર મહીને સો રૂપીઆ મોકલનાર હિતૈષી કોણ હશે ? કયા રહેતો હશે ? એ તેમને સમજણ પડતી ન હોતી બાબુ તો એમજ સમજતો હતો પત્ર પહોચવાથી પિતા–પરમાત્મા સારા કપડા અને સ્વાદીષ્ટ ફળો લેવા સ્વર્ગ પુરીથી નોટ મોકલતા હશે

એક દિવસ એક ભપકાદાર ગાડી બાબુના ઘર આગળ આવી ઉભી રહી. ગાડીમાંથી એક માણસે બુમ મારી બાબુને બોલાવી તેના હાથમા એક પત્ર મૂકયો. ક્ષણભર વિચાર કરી તે ગાડીમા બેઠો અન ગાડી ચાલતી થઇ.

એક કલાક પછી ગાડી પાછી આવી પણ આ વખતે બાબુના ચહેરાપર દુ ખની લાગણીઓ સ્પષ્ટ દેખાતી હતી આખોમાથી અશ્રુપ્રવાહ ચાલતો હતો અને હાથ પગ શક્તિહીન દેખાતા હતા તેની માતાએ ગભરાઇને પૂછ્યુ " ક્યા ગયો હતો બેટા ? તારી તબીયત બગડી છે કે શુ ? "

બાબુ હવે રડવુ અટકાવી શક્યો નહિ તે બોલ્યો " માતા એક વર્ષ થયા જે પરોપકારી ગૃહસ્થ આપણે મટે સો રૂપીઆની નોટ મોકલતા હતા તેમના આજે દર્શન થયા. ત્યાજ જતા મને જેટલો આનદ થયો હતો તેટલુજ ત્યા ગયા પછી મને દુ ખ થયુ. તે સત્પુરૂષના દર્શનથી મને આનદ થયો પણ તે અતકાળનો મેળાપ હતો તે બહુ શ્રીમત હતા. આ પત્ર જો તેમણે પોતાને પુત્ર ન હોવાથી સર્વસપત્તી મારા નામપર કરી છે. મે પરમાત્માપર લખેલો પત્ર તેમને મળ્યો અને ઉદાર બુદ્ધીથી તેઓએ અત્યારસુધી મદદ કરી. તેઓએ અત સમયે મને કહ્યુ કે " તે પરમાત્માના પર લખેલો પત્ર મને મળ્યો હતો અને પરમાત્મા તરફથી આ સર્વ હુ તનેજ આપી જાઉ છુ તને અને તારી માતાને , પરમાત્મા સુખી રાખો."

કૃતજ્ઞતાથી માતાનુ હૃદય ભરાઇ આવ્યુ તેની આખોમાથી પણ અશ્રુપ્રવાહ ચાલ્યો.






( લેખક-ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા-સુરત. )

( ૧ )

અમારા ઘેલાભાઇ કેટલીક બાબતોમા ઘણાજ ચાલાક હતા છત પારવતી કાકી હંમેશા એમજ કહેતા હતા કે એમનામા નામ પ્રમાણેજ ગુણ છે. અને સૃષ્ટી ઉપરના બોથડ માણસોમા તેમને પ્રથમ નબર મળી શકે એવુ કાકીનુ પ્રમાણીક મત હતું પોતાના પતિરાજ જેટલા બુદ્ધીહીન હતા તેટલાજ બલકે તેથી બધુ હુશીઆર પોતે હત એમ કાકી ખાત્રીથી માનતા. ઘેલાભાઇ હીરામાણેકની દલાલીને ધંધો કરતા હતા મુબઇના મોતી બજારમા તેમની પેઢી હતી અને આબરૂદર શેઠશાહુકારો અને કેટલાક રાજા મહારાજાથી પણ તેમનો વ્યવહાર હતો તેમના સમાગમમા આવનાર દરેક જણ કહેતુ કે તેઓ કાર્યકુશળ અને સુક્ષ્મ બુદ્ધીવાળા છે પણ માત્ર કાકીજ એમ કહેતા કે તેમની બુદ્ધી વગર વપરાયલા હથીઆરની માફક કાટ ખાઇ હતી અને તેને તેજસ્વી બનાવવા તેમના શબ્દ પ્રહારની સરાણ રાતદિવસ ચાલુ રહેતી

આજે સવારના પહોરમાજ દોલત પુરના નવાબ સાહેબનો ચાર અત્યત કીમતી રત્નહાર જાતે લઇને આવવાનો ઘેલાભાઇને ટ્રેલીગ્રાફ મળ્યો હતો. જો કદી બની શકતુ હોત તો ઘેલાભાઇને રજીસ્ટ

પાર્સલથી દોલતપુર મોકલી આપી પાર્વતીકાકી નિશ્ચિત થઇને રહેત પણ દુર્દૈવથી તેમ ન બની શકતુ હોવાથી દોલતપુર પહોચતા પતિરાજની શુ દશા થશે એ વિચારે કાકી શોકગ્રસ્ત થયા.

ટ્રેઇનનો ટાઇમ થયો. રત્નહારની પેટી લઇ ઘેલાભાઇ જવા તૈયાર થયા. પાર્વતીકાકી બોલ્યા " જુઓ સાવધ રહેજો હો. નહિતો ટ્રેઇનમા એકાદ ભામટો મળ્યો કે કમાઇ ઉઠયા. વળી તમારી બુદ્ધિ તો શહેર બહાર મૂકી આવ્યા છો તેથી મને તો બહુજ બીક લાગે છે ટ્રેઇનમા કોઇનો વિશ્વાસ કરશો નહિ અને એક મીનીટ પણ પેટીને વીલી મૂકશો નહિ કોઇની સાથે વાતચીતમા પણ પડશો નહિ. સમજ્યા કે ? "

" હુ "

" જાવ હવે નહિતો ગાડી ચૂકશો "

ઘેલાભાઇ પણ રસીક માણસ હતા જતા જતા કાકીને એક પ્રેમચુબન કરવા મોડુ ફેરવ્યુ. પણ કાકી તુરતજ કુફાડો મારી ઉઠયા જાવ, જાવ હવે શરમ પણ નથી આવતી. અરરર બીડી પીવાથી મોહુ પણ કેટલુ ગધાય છે."

બિચારા ગેલાભાઇ. કાકી તરફનો ગોળો આવી પડતાજ તેમણે મો ફેરવી દાદર ભણી ચાલવા માડયુ અને ટ્રેઇનમા " રસીલી પ્રેમ ચુબન દે " વાળુ ગાયન ગાવાનો દ્રઢ નિશ્ચય કર્યો

ગાડી બોરીબંદરનું સ્ટેશન છોડવાની તૈયારીમા હતી એટલામા એક માણસ ગભરાતો ગભરાતો ઘેલાભાઇના ડબ્બામા ચઢયો. તેની ઉમર સત્તાવીશ વર્ષની હશે ડબામા બેસતાજ તેણે ખીશામાથી રૂમાલ કાઢયો અને પ્રસીનો લુછવા માડયો અને ઘેલાભાઇની સામુ જોઇ બોલ્યો "મારૂ મોટુ નશીબ કે ગાડી મળી કદી એક મીનીટ મોડુ

થયુ હોત તો રહીજ જાત પછી તમારી સાથે ;હુ આવી શકતે નહિ અને ભારે અનર્થ થતે" ઘેલાભાઇને તેના બોલવામા કઇ સમજણ પડી નહિ તેથી પૂછ્યુ "મારી સાથે શા માટે ?" આ સવાલ પૂછતા પૂછતા તેમણે દાગીનાનો દાબડો પોતાની પાસે લીધો. તે માણુસ બહુજ ફેશનેબલ દેખાતો હતો. ખીશામાથી રૂપાની એક ડબ્બી કાઢી તેમાથી બે સીગારેટ લઇ એક ઘેલાભાઇને આપી અને બીજી પોતે સળગાવી. સ્હેજવાર પછી બોલ્યો "આપની સાથેજ આવવાનો મને હુકમ થયો છે."

"મારી સાથે ? તેનું કારણ?"

"કેમ આપને સમજણ પડતી નથી ? હુ ડીટેકટીવ છુ હવે સમજ્યા. દોલતપુરના નવાબ સાહેબે આ કામપર મારી નીમણુક કરી છે તેથી હુ આપની સાથે દોલતપુર આવવાનો છુ આ બાજુની ગાડીમા ચોરોનો ભારી ત્રાસ હોય છે તેથીજ નવાબ સાહેબે મને અત્રે મોકલ્યો અને પછીજ આપને ચાર રત્નહાર લઇને આવવાને તાર કર્યો મારૂ નામ કૃષ્ણુરાય"

"ઠીક ત્યારે તમારા નવાબ સાહેબ પણ બહુજ દીર્ઘદર્શી દેખાય છે"

કૃષ્ણુરાય બીજી સીગારેટ સળગાવી ધુમાડાના ગોટગોટા ઉડાવવા લાગ્યો. ઘેલાભાઇ ગાડીની બારીમાથી આકાશના ચમકતા તારા જોવા લાગ્યા સીગારેટનો એક છેલ્લો દમ મારી કૃષ્ણુરાય બોલ્યો "એમ કહુ છું કે ઘેલાભાઇ—" "ઓહો આપતો મારૂ નામ પણ જાણો છને શુ?"

કૃષ્ણુરાય હસતા હસતા બોલ્યો "એમા આપને આશ્ચર્ય લાગે છે ? અમારા ડીટેકટીવ લોકોની ખુબીજ એ છે. હ, હુ એમ

કહેતો હતો કે આપનો રત્નહારનો ડબ્બો મારા હાથમા આપો કારણ કે નવાબ સાહેબનો મને એવો હુકમ છે કે તેની સભાળ આખે રસ્તે મારેજ લેવી. આપને એકાએક વિશ્વાસ પડશે નહિ પણ નવાબ સાહેબનો હુકમ માન્યા શિવાય મારો છુટકો નથી. આપની ખાત્રી ન થતી હોય તો જુઓ આ મારો સરકારી પરવાનો."

ઘેલાભાઇ તે કાગળ તરફ સાશક દ્રષ્ટીથી જોઇ રહયા

"કેમ હવે આપની ખાત્રી થઇ કેની? આપ સમજી શકતા હશો કે આપના કરતા એ દાગીના હુ સુરક્ષીતપણે રાખીશ આપની ઇચ્છા હોય તો પછી નીરાતે સુઇ જજો"

"અને ઉંઘીને ઉઠતામાજ આપ અદ્રશ્ય થઇ જાવ તો?"

"તે માટે તમને ભય થતો હોય તો આ મારૂ સોનાનુ ઘડીયાળ, છેડો, તથા પૈસાનુ પાકીટ એ સર્વ આપની પાસે રાખો પાકીટમા પચાસની દસ નોટો તથા પાચ ગીની છે વળી આ મારી હીરાની વીટી પણ રાખો તણા આ મારો (ડીટેકટીવ પણાનો) પરવાનો પણ સાથેજ રાખો કહો આ સર્વ મૂકીને હુ કયા ચાલ્યો જવાનો હતો?"

ઘેલાભાઇને હવેજ કઇક વિશ્વાસ બેઠો તથા ખાત્રીપણ થઇ કે નવાબનો ડીટેકટીવજ હોવો જોઇએ નહિતો મારા માલ માટે એને આટલી કાળજી શાની? તેમણે **રત્નહારની** પેટી કૃષ્ણરાયને સોપતા કહ્યુ 'જુઓ સભાળજો હો નહિતો મારૂ સત્યાનાશ વળી જશે. પેટીની ચાવી હુ મારી પાસેજ રાખુછુ."

ગાડી પૂર્ણ વેગથી ચાલતી હતી. અને ઘેલાભાઇની આખે નિદ્રાથી ઘેરાવા લાગી તથા થોડીજવારમા સ્વસ્થ રીતે ઉંઘવા લાગ્યા

(૩)

એકાએક ભારી ગડબડ થવાથી ઘેલાભાઇની સુખી નિદ્રાનો ભગ થયો. ગાડી એક સ્ટેશનપર ઉભી હતી. ઘેલાભાઇના ડબા આગળ પોલીસના માણસો ગભરાટમાં અહીંથી ત્હીં કરતા હતા. એક માણસે આવી ઘેલાભાઇને કહ્યુ કે "રેલ્વેમા ચોરી કરનાર એક પ્રખ્યાત ચોર આપના ડબામા ભરાયો હતો એવી બાતમી તારથી મળતા અમે તપાસ કરવા આવ્યા છીએ. હુ પોલીસ ઇન્સપેકટર છુ"

"હશે ! પણ મારા ડબ્બામા એક ડીટેકટીવ બેઠા હતા તેમને મેં મારી દાગીનાની પેટી સોપી હતી તે કયા છે ?"

"સત્યાનાશ ! તેજ ચોર તમે કયા જતા હતા ?"

"દોલતપુરના નવાબને માટે ચાર **રત્નહાર** જેની કીમત ત્રણ લાખ રૂપીઆ હતી તે લઇને જતો હતો."

"મને આશ્ચર્ય થાય છે કે તમારો ત્રણ લાખ રૂપીઆનો માલ ગયો છે છતા તમે સ્વસ્થપણે વાતો કરો છો ? હવે નવાબને શુ કહેશો ?"

"શુ કહે ? પૂછશે કે હાર કયા છે ત્યારે હું કહીશ કે આ રહયા" એમ કહીને ઘેલાભાઇએ કોટના અદરના ખીસામા હાથ નાખી એક દાબડો કાઢ્યો જેમા ચાર ચકચકીત હાર ભર્યા હતા પોલીસ ઇન્સપેકટરે પૂછ્યું "આ શુ ?"

"એજ કે હુ પ્રથમથી જાણતો હતો કે રસ્તામા એકાદ ગઠીયો મળીજ જશે તેથી એના જેવાજ ખોટા હારો પેટીમા ભરી તે સાથે રાખી હતી. તેણે બહુજ હુશિયારીથી મારી પાસે ડાબડો લીધો પણ દીકરાજી જાણતા નહોતા કે ઘેલાકાકા એમને એમ હાર આપીદે એવા નહોતા. નાહક બચારો સાતસો આઠસોના ખાડામા ઉતર્યો

ઘેલાકાકાએ મુંબઇ પાછા આવી પાર્વતી કાકીને સર્વ વાત કહી. આ વખતે કાકાને ખાત્રી હતી કે કાકી તેમના બુદ્ધીબળના વખાણ કરશે પણ કાકીએ એવું કંઇ ન બતાવતા કહ્યુ." એ તો તે ચોર કાચો બાકી મારા જેવો હોત તો સમજણ પડતે." કાકાની છેલ્લી આશા નિરાશામા ફેરવાઇ ગઇ.



# જાણો છો?

કે,

આ આશ્રમમાં હિંદુ જાતીનાં ૧૦૦ અનાથ બાળકો
અને અશકતો હિંદુ વર્ણવ્યવસ્થા પ્રમાણે
પળતાં હોવાથી આર્થીક સહાયની
ઘણીજ જરૂર છે.

રૂા૦ ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દીવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચોડાવી અમર નામ કરો

રૂા૦ ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ પાઓ અને બોર્ડ પર નામ લખાવી યાદગીરી રખાવો.

દરેક જાતના દાન લેવાય છે, દરેક વસ્તુના દાનની જરૂર છે દરેક દાનની પાવતી મળે છે એક રૂપીઓ અને તેથી વધારે આપનારના નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષીક રીપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે

દાન મોકલી રીપોર્ટ મગાવવા લખો.—

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ—

નડીઆદ.




## ( એક બંગાળી વાર્તા )



( લેખક છગનલાલ મેતાપભાઈ ખંભાતી-સુરત. )

( ૧ )

સધ્યા સમયે આનદ કુજના દ્વાર નજીક એક ઉમદા અરબી અશ્વને સુદર જીનથી શણગારી અશ્વપાળ શેઠની રાહ જોતો ઉભો હતો. એટલામા પ્રાશ્ચાત્ય પદ્ધતિના પોષાકથી સજ્જ થયેલ એક તરુણ આનદ કુજમાના નાના પણ મનોહર વિશ્રામ ભૂવનમાથી બહાર નીકળ્યો તેની પાછળ તેની સુસ્વરૂપ પત્નિ સુકોમળ સ્વરથી અધિરા સ્વરે બોલતી ઉભી હતી સામે બાગમા એક આઠનવ વર્ષની બાલીકા રમતી હતી. તે નિર્વિકાર બાલીકાના મનમા પોતાની માના અતઃકરણમા ચાલતા વિચારોની વાસ પણ નહોતી. તે સુસ્વરૂપ તરૂણી કોકીલ કંઠે દીન વદનથી બોલી " શું રાત્રીના આપ પાછા નહીજ આવો ? " તરૂણીનો ઉક્ત પ્રશ્ન સાભળી તરૂણના ભવા ચઢી ગયા અને ક્રોધથી પ્રત્યુત્તર વાળ્યો કે 'આશુ કહેવાય એક રાત્રી મારા

શિવાય રહેશેતો તને તને શુ મરણુ આવે છે ?" એટલુ બોલી ધિક્કાર દ્રષ્ટિથી તરૂણી તરફ જોઇ તે ગૃહસ્થ અશ્વપર સ્વાર થયો. અશ્વને ચાબુકનો ઇસારો કરતા તે તેની હસ ચાલથી ચાલવા લાગ્યો. થોડાજ સમયમા તે સ્વાર અને અશ્વ અદ્રશ્ય થયો તે તરફ એકીટસે જોઇ રહેલી તરૂણી એક દીર્ઘ નિસ્વાસ મૂકી વિશ્રામ સ્થાન ભણી વળી, જતા જતા બાગમા રમતી બાળીકાને "સરલા" એવી મૃદુ સ્વરથી હાક મારી. શુ કહે છે મા બોલી તે આનદી બાળીકા પોતાની પ્રિય રમતો મૂકી દઇ માતાને વળગી પડી.

બાબુ ચદ્રકાત મુજમુદારના વિશાળ પ્રાસાદ આનદકુજ અને તેની અદર મનોહર કારીગરીની ઇમારત સેકડો એકર સ્વતત્ર માલીકીની જમીન ઇત્યાદિ જોઈ કોઇપણ મનુષ્યની વિચારશકિત તેમની સપત્તિની અટકળ બાંધવા અશક્ત થતી. બાબુ ચદ્રકાતની ગણના બગદેશમા પહેલા પ્રતિના ઉમરાવમાં હતી બાબુ ચદ્રકાત પ્રથમથી ગર્ભ શ્રીમત હોવાથી નામાકિત હતા. તેમજ વિદ્વતામા પણ તેવાજ હતા ધરના શ્રીમત હતા પરતુ વિદ્યાધ્યયન કરવામા તેમણે શ્રીમતપણુ રાખ્યુ નહતુ. હિદુસ્થાનમાનુ શિક્ષણ પૂરૂ થતા તે ઇગ્લાડ જઇ બેરીસ્ટર-એટ-લૉ થઇ આવ્યા હતા. સુદૈવથી તેમની પત્નિ પણ સુશીલ સ્વરૂપ અને વિદ્વાન મળી હતી. પરતુ ન્હાનપણથીજ ચદ્રકાંતનો સ્વભાવ કાંઇ વિલક્ષણ અને વિચિત્ર હતો અને તે સ્વભાવ ઉચ્ચ કેળવણી લેતા છતા પણ બદલાયો નહતો દ્વેષ અને વહેમ એમના પૂર્વના સંસ્કારી ગુણો હતા એ ગુણો કેટલીક

વખત મર્યાદા બહાર જઇ રામનુ રામાયણુ કરી નાખતા સ્વતની સ્ત્રી વિષયે લગ્ન થઇ ગયા બાદ એક પ્રકારનો વહેમ તેમના મનમાં ઉત્પન્ન થએલો હતો. ગાડી, નોકર, ચાકર, અને એવી બીજી અગણિત સાહ્યબી અને સેવામા કંઇ પણુ કસુર બદલ તે પોતાની સ્ત્રીને જવા-બદાર ગણુતા. વખતો વખત બિચારી ગરીબ કુમુદિને ધમકાવતા, મારતા. કુમુદિના ભાગ્યમા તે સર્વે સહન કરવાનુ લખાયેલુજ હતું, અર્થાત સહન કર્યા સિવાય તેનો છુટકો નહતો કેટલીક વખત તો બાણુ ચદ્રકાત કુમુદિને સખત મારની સજા કરતા. સરલાના જન્મપછી તે શિક્ષા કેટલેક અશે બધ થઇ હતી. આવી અસહ્ય વર્તણુક કુમુદિની મૌનપણે સહન કરતી અને પતિસ્વભાવ અને સ્ત્રીજીવનથી કટાળી ગઇ હતી પરતુ સરલાના સ્નેહ—પ્રેમ અને બાળ કૌતકથી પોતાનુ જીવન ટકાવી દુખને વિસારે પાડતી હતી. શિશુસરલા માતાનું દુઃખ શુ સમજે અને તેજ હિતકાર હતું. કારણુ કે સરલાનુ કોમળ અંતકરણુ શારિરીક પ્રત્યાઘાત ગોસવાને શકિતમાન થયુ નહતુ તેણે પોતાની બાળ લીલાઓમાં માતા પિતા-ઓના મન મોહર જીત કર્યા હતા. કુમુદિની અને સરલા વિશ્રામભુવન અદરના દિવાનખાનામા ગયા બાદ દશ બાર મિનિટ થઇ એટલામા એક નોકરે આવી સભ્યતાથી ચાદીનો વતુળાકૃતિ થાળ કુમુદિની સામે ધરી બોલ્યો બાઈ સાહેબ! કોઇ તરૂણુ અને સભ્યગૃહસ્થ અદર આ-વવાની અપેક્ષા રાખી દ્વારનજીક ઉભા છે કુમુદિનીએ ચાંદીના થાળ-માથી એક નાનુ વિઝીટીંગ કાર્ડ લઇ વાચ્યુ વાચતાજ તેને અત્યાનદ પ્રાપ્ત થયો અને તેની ગંભીર મુખમુદ્રાપર આનંદ ચિન્હ ચમકી ઉઠયા. તે કાર્ડમાં.

## અરવિંદજી મુકરજી ચિત્રકાર.

( પેરિસ–ફ્રાન્સ )

લખ્યું હતુ. નોકર બહાર ગયો અને તે બાબુ અરવિંદ મુકરજીને સત્કાર પૂર્વક અંદર બોલાવી લાવ્યો. અરવિંદને જોતાંજ કુમુદિની આનંદથી બોલી અરવિંદ! આટલા દિવસે મામા મામી યાદ આવ્યા કે શુ.? નજીકની આરામ ખુરશીપર ઓવરકોટ મૂકી અરવિંદ હસતા હસતા બોલ્યો, મામી હુ શુ કરૂ હુ ઘણે દિવસે આવ્યો એ અપરાધ ખરો પરંતુ હુ હિંદુસ્તાન હમણાજ આવ્યો છું જો હુ આ દેશમાં હોઉં અને આપને ઘણા દિવસે મળતો હઉં તો આપનું કહેવુ યથાર્થ છે પણ હુતો સાત શમુદ્રની પેલી બાજુએ પડેલો આપને ટુંક સમયે શી રીતે મળી શકુ? આ નવા આવેલા પરોણાને જોતાજ બાલિકા સરલા પોતાની માતાની બગલમા ભરાઇ બેઠી હતી તેને એમ લાગતુ હતુ કે આ પરપુરૂષ અહીથી ક્યારે જાય કે પોતે પોતાની ધિંગામસ્તી અને બાળ ક્રિડા શરૂ કરે. સરલાના બરોડપર હાથ ફેરવતા કુમુદિની બોલી સરલા? આ પેરીસ ગએલા ભાઇને તું ઓળખે છે કે નહિ? તારે ચિત્રકાઢતા શીખવુ છે? માતાનાં એ શબ્દ સાભળી સરલાને એક પ્રકારનો આનંદ થયો. તે ધીમેથી માના કાનમા બોલી મા? મારી ઢીંગલીનુ ચિત્ર એ કાઢી આપશે? એ સાભળી કુમુદિનીને હસવુ આવ્યુ અને અરવિંદ તરફ જોઇ બોલી "અરવિંદ! મારી સરલા તમને એક મહત્વનુ કામ સોંપનાર છે" અરવિંદે હસતા હસતા પૂછ્યુ," તે કયુ કામ મામી?' તેની ઢીંગલીનુ ચિત્ર તમારે કાઢી આપવું પડશે." બસ એટલુંજ કે?'

સરલા ! હમણાજ કાઢી આપુ ! એટલુ કહી અરવિંદે સરલાને પોતા-તરફ ખેચી થોડો સમય સરલાના આનદનો પાર રહયો નહિ. અને તે પ્રથમની માફક હસવા ખેલવા લાગી એટલામા રસોઇયણે થાળમાં નાસ્તા માટે ચાહ બીસ્કીટ અને ફળફુલ મૂક્યા.

જેનો અરવિદ અને સરલાએ સત્કાર કીધો નાસ્તા અને ચાહપા ણીથી પરવારતા અરવિંદે સીઝર સળગાવી પોતાની બૅગમાથી વિસ્તર્ણુ વાસળી બહાર કાઢી. તેણે ફ્રાસદેશના અને પૃથ્વીના વિલાસપ્રિય પેરીસ શહેરમા દશ વર્ષ કાઢેલા હતા અર્થાત અનુસગિક સસ-ર્ગથી તેને વાદ્યો ઉત્તમ રીતથી વગાડતા આવડતા હતા તે સર્વમા વાસળી અત્યત પ્રિય હતી વાસળીના સુરથી સરલાના આનદનો અવધિ થયો. મજુલ સ્વરથી કુમુદિનુ માનસિક દુઃખ થોડો સમય લોપ પામ્યુ વાસળીના મજુલ ધ્વનિ સાથે સ્ત્રી જાતિના સ્વભાવ પ્રમાણે કુમુદિની મનમા ને મનમા ગણુગણવા લાગી તે સાભળી અરવિંદે કહ્યુ મામી ! મોટેથી બોલો ” અરવિંદને શુ જવાબ આપવો તેનો કુમુદિની વિચાર કરતી હતી પરતુ એટલામાજ તેણે ફરી કહ્યુ મારા સમ મામી કઇક બોલો ! અરવિદના આ નિરદોષ આગ્રહે કુમુદિની નાઇલાજ થઇ, અને વાસળી સાથે પોતાનો સ્વર જોડયો. રગરાગનો અચ્છો રગ જામ્યો તે સમયે ચદ્રકાત દિવાનખાના અદર દાખલ થયો હતો પરતુ મામી ભાણેજ એથી અજ્ઞાન હતા ચદ્રકાન્તની તરફ નજર પડતાજ કુમુદિની એકદમ ગાવુ પડતું મૂકી ઓરડામા ચાલી ગઇ મામીના જવાનુ કારણ અ-વિંદ સમજી શક્યો નહિ એટલામાં તેનુ લક્ષ ચદ્રકાત તરફ પડયુ. વાસળી બધ કરી અરવિંદ મામાને વિનયથી પ્રણામ કરી પ્રવાસ અને પેઢી તરફની વાતચિતમા જોડાયો.

૨

અરવિંદ ચંદ્રકાતનો સગો ભાણેજ થતો. હતો અરવિંદના વડીલની કલકત્તામા અનેક પ્રખ્યાત પેઢીઓ હતી. તે પેઢીનો વ્યવહાર દુનીયાના મોટા મોટા શહેરોમા શાખા રૂપે હતો પેરીસમા તે પેઢીની ઉથલપાથલ અને આબરૂ ઘણી હતી અરવિંદને નાનપણથી ચિત્ર કાઢવાનો ઘણોજ શોખ હતો. તે પેરીસ સરખા વિલાસી શહેરમા રહી પરિપૂર્ણ થયો હતો. તેણે સુદર ચિત્રોના ઇગ્લાંડ, ફ્રાંસ જર્મની અને અમેરિકા આદિ દેશોના ભવ્ય પ્રદર્શનોમાથી પહેલા નબરનો સુવર્ણચાદ અને સર્ટીફિકેટ મેળવ્યા હતા. અરવિંદનો જન્મ કલકત્તામાંજ થયેલો હતો અને પાચવરસની ઉમરથીજ પોતાના માતાપિતાની સાથે પેરીસ ગયો હતો હાલ તેની વય સોળવર્ષની હતી હાલ તે કલકત્તે પ્રથમ વારનોજ આવ્યો હતો કલકતામા પોતાના મામાને ત્યા કેટલાક દિવસથી રહેવા માની આજ્ઞા હતી. તે પ્રમાણે અરવિંદ કલકત્તે આવી મામાને ત્યા ઉતર્યો હતો ચદ્રકાતનો સ્વભાવ અગાઉ કહ્યા પ્રમાણે વિલક્ષણ પ્રકારનો હતો છતા પોતાનો ભાણેજ આવેલો જોઇ હર્ષિત થયા હતા. પરતુ મનુષ્ય સ્વભાવનુ આજ પર્યંત કોઇ વઇદ્ય ડાક્ટર કે હકીમે ઔષધ શોધી કહાડયુ નથી સશયી સ્વભાવના મનુષ્યનો સસય કોઇ પણ સંજોગોપર અલ્પ થતો નથી તેજ પ્રમાણે ચદ્રકાતનુ થયુ કુમુદીને ચદ્રકાન્ત તરફનો તિરસ્કાર હતો અને પોતાના વ્યર્થ જીવન ઉપર કુમુદને અગાઉ કટાળો આવ્યો હતો તેની એવી મનોહાલતમા એકાએક અરવિંદનુ ફ્રાંસથી આવવુ થયું જેથી તે નવીન દેશના રીતી રિવાજો અને વાતો ચિતોમાં પોતાનું તે દુઃખ વિસારે પડવા લાગ્યુ. પોતાની સ્ત્રીને અનદ કુંજના ઉદ્યાનમા પોતાના ભાણેજ સાથે બોલતા ફરતા જોઇ તેનાથી

સહન થઇ શકયું નહી અરવિંદે ચદ્રકાન્તની આજ્ઞા મેળવી પોતાની મામીની છબી કહાડી આપી હતી ચદ્રકાન્તનો વ્યર્થ શસય દિવસે દિવસે વધવા લાગ્યો અને અતકરણમા નવનવા તરગો ઉપર તરગો ઉત્પન્ન થવા લાગ્યા. જેમ રણ ભૂમીમા રાવણ પ્રત્યેક સ્થળે ગમનેજ જોતો હતો તેવીજ રીતે ચદ્રકાત કુકલ્પનાજ જોઇ શકતો હતો. અરવિદે મામીતરફ સહેજ હાસ્યથી જોયુ એટલામા ચદ્રકાન્ત મનમા અગ્નિ વર્ષાદ શરૂ થયો. ખરીરીતે અરવિદ પોતાની પૂજ્ય મામી પ્રત્યે સદભાવ અને વિનયથી વર્તતો હતો પરતુ દૃષ્ટિ ચદ્રકાતની આખો સર્વત્ર દોષજ દેખતી હતી.

( ૩ )

રમતોદ્યાનગા કુમુદિની અને અરવિદ બન્ને ધીમે ધીમે ચાલતા હતા પોતાની ચિત્ર પ્રતિમા આબેહુબ કાઢવા બદલ અરવિંદને શાબ્દિક ધન્યવાદ આપતી હતી. આ વેળાએ ગુલાબના સુગધિત પુષ્પના કુજમાથી ચદ્રકાતની સ્વારી એકાએક બહાર આપી અને ઘણા દિવસથી પોતાના અતઃકરણમા હચમચતો ક્રોધ ગમે તેવી રીતે બહાર પડયા વગર રહયો નહિ. ચંદ્રકાતને જોતાજ કુમુદિનીએ વિશ્રામ ભુવનનો રસ્તો લીધો ચદ્રકાતના ડોળા ક્રોધથી લાલચોળ થઇ ગયા હતા. તે સ્થિતિમા આગળ પાછળનો વિચાર ન કરતા અરવિદના મો પર જોરથી એક તમાચો માર્યો. અરવિદ બરફ જેવો થડોગાર થઇ નિશ્ચિંત થઇ ઉભો રહયો. મામા ! મારો શુ અપરાધ થયો ? અરવિદના પ્રશ્નનો જવબ આપવાનુ સામર્થ ચદ્રકાતમાં નહોતુ કારણ તેનુ સર્વ સામર્થ આ વેળાનો ક્રોધાગ્નિને સમર્પણ થયેલુ હતુ. છતાં પણ ચદ્રકાત ક્રોધથી બોલ્યો અરવિદ તુ આવી નીચ રીતનો નિષ-

જીશ એવી મારી સ્વપ્ને પણ કલ્પના નહોતી. પોતાની મામી સાથે આવો નીચ વ્યવહાર કરતા તને કંઈપણ શરમ નહિ આવી ? અરવિંદને અત્યંત આશ્ચર્ય લાગ્યું પોતાના ઉપર ભયંકર આરોપ સાંભળી તેનો ચહેરો લાલ થયો મામા ? મારા વિષે તમારા મનમાં આવી નીચ ભાવના ઉત્પન્ન થશે એમ હું ધારતો નહતો ચંદ્રકાન્તનો ક્રોધ વિશેષ વિશેષ વધતો હતો તેનો હાથ ઝટલઈને ઓવર કોટના ખિસ્સા તરફ વળ્યો અને ખિસ્સામાંથી એક છ બારી રિવાલ્વર કાઢી તે જોતાજ અરવિંદના હોસકોશ ઉડી ગયા અને શરીર પરસેવાથી રેબ ઝેબ થયું મામાનો ક્રોધાગ્નિ આટલી હદે જશે એમ અરવિંદ ધારતો ન હતો તેણે પણ શાંત રીતે રીવોલ્વર બહાર કાઢી નીચ મનુષ્ય શું મને રીવોલ્વરની બીક બતાવે છે ? પરંતુ યાદ રાખ મારું નામ ચંદ્રકાંત છે. મારા ક્રોધી સ્વભાવથી બ્રહ્મા પણ થર થર કાંપે છે ! એવી રીતે બન્ને જણની બોલચાલ શરૂ થઈ અરવિંદને પોતાના માટે ખરાબ લાગ્યું ન હતું પરંતુ પોતાના પવિત્ર અંતઃકરણના મામી વિષયે ચંદ્રકાન્તે કાઢેલા ઉદ્દગાર સાંભળી તેના અંગમાં અગ્ની બળતી હતી. આ વખતે ચંદ્રકાન્તને કંઈ પણ શુદ્ધિ ઠેકાણે નહોતી પોતે શું કરે છે તેનું ભાન તેને રહ્યું નહિ. " દુષ્ટ તારા કર્મનું ફળ ભોગવ " એવું બોલી પોતાના હાથમાંની રીવોલ્વરની ચાપ દાબી પ્રસંગોપાત અરવિંદે પણ પોતાના તૈયારી કરી રાખી હતી બન્ને જણની રીવોલ્વરના અવાજોથી વસંતોદ્યાન ગાજી ઉઠયો અને એક તરૂણ અબળા તેમને શાંત કરવાને તે તરફ દોડી તેટલામાંજ તે બિચારી ભયાનક ચીસ પાડી જમીન પર પટકાઈ પડી રીવોલ્વરના અવાજો બંધ થયા અને બન્ને જણના અંતઃકરણ થર થર કાંપવા લાગ્યા.

ચંદ્રકાંત ક્રોધથી ગુલાબના જાળામાંથી અચાનક બહાર આવતા કુમુદિએ વિશ્રામભુવનનો રસ્તો લીધો હતો પરન્તુ રિવોલ્વરના અવાજો સાભળી તે બહાર આવી હતી અને પોતાના પતિના ક્રોધનુ મૂળ પોતેજ હોવાથી તેમને શાંત કરવા ખાતર પોતાની દેહનો ભોગ આપવા તેણે નિશ્ચય કર્યો હતો કુમુદિનીની ભયાનક ચીસ સાભળતાજ ચંદ્રકાન્તની ક્રોધી નીસા ઉતરી ગઇ અને તેની આખોમાથી પડતા અશ્રુઓની એકસરખી ધાર કુમુદિના વસ્ત્ર ભીંજવા લાગ્યા ભુવનમાથી નોકર ચાકરો એકદમ તે તરફ ધાઇ આવ્યા સરલા પોતાની મૃતમાતાના મુખ આગળ જઇ બેફામ રડવા લાગી. તે સ્થિતિમા સરલાનો હાથ ઝાલી ચંદ્રકાંત મૂર્છીત પડેલા અરવીંદ પાસે જઇ બોલ્યો સરલા આને લક્ષમા રાખજે આજ તારી માતાનો નાશ કરનાર પિશાચછે. સરલા તે તરફ લક્ષપૂર્વક જોઇ બોલી. હાય ? અરવિંદ મારી માતાએ તારૂ શુ બગાડયુ હતુ. આ વખતે અરવિંદની સ્થિતિ અટકળવી બહુ મુશ્કેલ હતી

(૪)

આ ભયંકર અને હૃદયદ્રાવક પ્રકાર થયે આજે દશ વર્ષ વીતી ગયા છે. આકસ્મીક રીતથી કુમુદિનુ મૃત્યુ થયુ એવુ ડાકટર શતીશચંદ્રે સર્ટીફીકેટ આપી દશ હજારની નોટ ખીસામા મૂકી હતી. આ ભયંકર બનાવને બીજે દિવસેજ અરવિંદ ચંદનગરની એસ. એમ પરસીયા સ્ટીમર મારફતે પેરીસ જવા ઉપડી ગયો હતો તે આજે દશ વરસે પુન કલકત્તા આવેલો છે. આ વખતે તે પોતાની પેઢીના એજંટ મી. એલ. ઘોશાલને ત્યા ઉતર્યો હતો. આ દશ વર્ષમા કલકત્તાના દેખાવમા ઘણો મોટો ફેરફાર થઇ ગયો હતો. અરવિંદના

ચિત્રકળા દિવસ દિવસે વૃદ્ધિ પામી હતી. અને આજ દશ વર્ષમા પ્રાશ્ચાત્ય દેશોમા નામાકિત થઇ ગયો હતો. પત્રકારો અને માસીકોના અધિપતિયો એનો ફોટો આપી મુકત કંઠે પ્રશંસા કરતા હતા કલકત્તાના ટાઉન હોલમા એના સુદર સુદર ચિત્રોનુ પ્રદર્શન એક માસ સુધી રાખવામા આવ્યુ હતુ મોટા મોટા અમીર ઉમરાવ અને સરદારો પોતાની તૈલ મિશ્રિત રંગીન પ્રતિમા કઢાવવા તૂટાતૂટ કરી રહ્યા હતા અરવિદ સરખા ગભ શ્રીમત તરૂણ જમીનદારને ચિત્રો કાઢી તે પર પેટ ભરવાની આવશ્યકતા નહતી. ચિત્રોથી ઉત્પન્ન થતી તમામ આવકને પોતાના દેશના અનાથાશ્રમ, વિધવા સહાયક સસ્થા, વિશ્વવિદ્યાલય વિગેરે ધાર્મિક કાર્યોમા આપી દેતો હતો જેથી કેટલાકો તેને ધર્માત્મા પણ કહેતા. અરવિદના વડીલોની ઇચ્છા તેને વેપાર તરફ વાળવાની હતી પરંતુ વડીલોની ઇચ્છાથી અરવિદ પ્રતિકુળ હતો જેમ બને તેમ ચિત્રકળાની ઉન્નતિ કરવામા તેનુ લક્ષ હતુ.

ભગવાન સહસ્ત્ર રસ્મીની સ્વારી બેએક કલાક થયા નીકળી ચૂકી હતી તેમના કોમળ સોનેરી કીરણો કલકત્તાની ભવ્ય ઇમારતોની શોભામા અધિક ઉમેરો કરતા હતા આ વખતે અરવિંદ મી. ઘોશાલના બગલાના દિવાનખાનામા એક આરામ ખુરશી પર બેસી અમેરીકન ચિત્રયુક્ત માસીક વાચતો હતો તેટલામા નોકરે આવી એક રબર ટાયરની બ્રુમ ગાડીમા આવેલી કોઇ બાઇ આવવાની રજા માગે છે એમ ખબર આપી. આવનાર સ્ત્રી બગદેશ નીવાસી માલમ પડતી હતી તથાપિ તેનો પોષાક બગદેશની પડદાપાર્ટી સ્ત્રીઓથી વિભક્ત હતો. તેના પગમા રશીયન લેધરના બુટ હતા અને ઢાકાની મલમલ જેવી પાતળી રેશમની ગુલાબી સાડી પહેરેલી

હતી. અંદરના ભાગમા લાબી બાયનુ ઝરીયન પોલકું પહેરેલું હતુ પોલકાના ખિસ્સામા ઘડીઆળની રત્નજડિત સાકળી શોભી રહી હતી. તે તરૂણીની વય વીશ વર્ષથી વધારે નહતી. તેના સૌંદર્યની હરીફાઇ કરી શકે એવી સ્ત્રીઓ બગાળામાં અલ્પજ હશે એમ અનુમાન થઇ આવતુ. આજે અરવિંદને પ્રથમવારજ મળવા આવેલ છે. તે તરૂણીનો યોગ્ય સત્કાર કર્યા બાદ અરવિંદ બાબુ વિનયથી બોલ્યા આજે આપે લીધેલી તસ્દી કયા પ્રયોજનાર્થે છે તે જણાવી રંકને આભારી કરશો " અરવિંદનુ આ સરલ અને વિનયયુક્ત વાણીથી તરૂણી ખુશ થઇ અને રોતા મુખ ઉપર આનંદ અને હાસ્ય ચમકવા લાગ્યા તેટલાજ વિનયથી તે બોલી આપની કીર્તિની પ્રસશા મે ઘણે ઠેકાણે સાભળી છે આપના હાથથી મારી તૈલ મિશ્રિત રગની પ્રતિમા ચિત્રાવવી એવી ઘણા દિવસથી મારી મનેચ્છા છે. અરવિંદ થોડો વિચાર કરી બોલ્યો હાલમા મને બીલકુલ ફુરસદ નથી કામનુ દબાણુ ઘણું છે. રાત્રીએ ફક્ત ત્રણજ કલાક હુ નિદ્રા લઉછુ છતા આપે લીધેલો શ્રમ વ્યર્થ નહી જાય. અરવિંદના આ આશ્વસનથી તરૂણીના મનનુ સમાધાન થયુ. અને પોતાના મકાનનુ એડ્રેસ આપી ચિત્રકાઢવાનો દિવસ નક્કી કીધો. તરૂણીના જવાબાદ અરવિંદ બાબુના મનમા તેના વિષે અનેક જાતના વિચાર શરૂ થયા, અરવિંદ બાબુએ પોતાના આયુષ્યનો ઘણો ભાગ સ્વતત્રતાના શિખરે પહોચેલા પેરીસ શહેરમા ગાળેલો હોવાથી તેને હિંદુસ્તાનના અનેક બધનો અધોગતિના સમદ્ર સમ લાગતા હતા.

નક્કી કરેલા દિવસે નિયમિત સમયે અરવિંદ બાબુની સ્વારી તે તરૂણીએ આપેલા ઠેકાણા પર પહોચી. તે તરુણીનો ભવ્યા પ્રસાદ કોઇ મહાન શ્રીમતના મહેલસમ હતો. અરવિંદને મોટરમાથી ઉતરતો

જોઇ એક ચપળ છોકરો તેની સામે ગયો. અને તેણે વિનયથી સલામ કરી પૂછ્યુ "શુ આપ પ્રખ્યાત ચિત્રકાર અરવિદ ઘોસ છો ?" અરવિદ બાબુના મોની ઇસારતથી તે મનોહર કારીગીરીના નમુનારૂપ મહેલમાં લઇ ગયો. તે મહેલ જોતાંજ અરવિંદ બાબુના અતકરણમા ગતવાતનું સ્મરણ થઇ આવ્યુ. આ મહેલ મામાવાળો તો નહોય ?" એવી શકા અધિક અધિક વધવા લાગી પરતુ તે ઝાઝો વખત ટકી નહી. કારણ અદર દિવાનખાનામાથી "આપના આવવાથી મને ઘણો આનદ થયો એવો કોમળ અને મધુસ્વર સાભળવામા આવ્યો કોકોનો એક કપ તથા વિલાયતી જાડો ચીરૂટ અરવિદ બાબુની સામે એક નોકરે મૂકયો કોકો પી ચીરૂટ સળગાવી તેટલામા તે તરૂણી પ્રથમ જેવા ફેશનેબલ અને મનોહર પોશાકથી સજ્જ થઇ તેની સામે આવી બેઠી. તેને જોતાજ અરવિદ બાબુએ પોતાની બેગ ઉઘાડી એક ત્રિકોણાકૃતિ સ્ટેન્ડ કાઢી ઉભો કીધો બરાબર પોઝીશન પ્રમાણે ઉભા રહો એટલુ સાભળતાજ તરૂણી વ્યવસ્થા પ્રમાણે ઉભી રહી આ વખતે તે તરૂણ બગસુદરી સાક્ષાત વનદેવી સમ દેખાતી હતી અરવિંદ બાબુએ પોતાના કામની શરૂઆત કરી તે પ્રસગમા તે તરૂણી અને અરવિદનુ સપ્રેમ મિલન થવા પામ્યુ હતુ અરવિદ બાબુએ તૈયાર કરેલુ ચિત્ર તે મનોહર મહેલમા ખુલ્લુ મુકવાનો દિવસ હતો. અને તે પ્રસગે તરૂણીના આપ્ત સ્નેહી સબધીઓને આમત્રણ કરવામા આવ્યુ હતુ જેમા આપણા ચિત્રકારને આમત્રણ હતુ દિવાનખાનાના મધ્ય ભાગમા ને તરૂણીની નવી તૈલ મિશ્રિત રગીન પ્રતિમા સુદર સોનેરી ફ્રેમથી જડેલી ટાગવામા આવી હતી. તે જોઇ દરેક ચિત્રકારની અધિક પ્રસસા કરતા તેટલામાજ અરવિદ બાબુ આવી પહેંચ્યો જેનો સરવે એ સહર્ષ સત્કાર કર્યો

અને રીતી પ્રમાણે ચાહ ટીપીન લઇ ચિત્રકારને ધન્યવાદ આપી સર્વે વિદાય થયાં ફક્ત અરવિદ તે બગસુદરી શિવાય દિવાનખાનામા કોઇ નહતુ પુન તેમનુ દ્રષ્ટિમિલન થયુ બન્નેમાથી કોઇ એક શબ્દ પણ બોલી શકવાને સમર્થ નહોતુ તેમની આ સ્થિતીમા દિવાંનખાનામાની ચિત્ર પ્રતિમા પાછળથી એક વ્યક્તિ અરવિદ બાબુ સાથે આવી ઉભી રહી. તે વ્યક્તિને જોતાજ અરવિંદની છાતી ધડકવા લાગી. તે વ્યક્તિ કોઇ નહિ પણ અરવિદ બાબુના સગા મામા ચંદ્રકાંત મજમુદારજ હતા. પોતાના મામાને આવી અલ્કપિત રીતે જોતાજ અરવિદ બાબુના મનમાં પાછળની સર્વે વાતનુ સ્મરણ થઇ આવ્યુ. બાબુ ચદ્રકાત કઠોર સ્વરથી બોલ્યો. "અરવિદ ! હજી પણ તારી રીત સુધરી નહિ કે ? તે વખતે તને પ્રાણદાન આપ્યુ છે. પરતુ આજે તારી આયુષ્ય દોરીનો અત આવ્યો સમજ" એટલું બોલી ખિસ્સામાથી પિસ્તોલ બહાર કાઢી પરંતુ સમયસુક્તા વાપરી અરવિદે તે દૂર ફેકી-દીધી. પરસ્પર દ્વ દ યુદ્ધની શરૂઆત થઇ ચદ્રકાતના ડાબા પગનો ધકો લાગવાશી એક ગ્યાસલેટનો ડબ્બો મશરૂના ગાદી તકીયાપર ઢોળાયો અને તેમાથી ચમત્કારી રીતે આગ ઉત્પન્ન થઇ તથાપિ મામા ભાણેજનુ યુદ્ધ પુર્ણ થયુ નહોતું યુદ્ધ સમયે તરૂણ સુન્દરી મહેલના પાછલા ભાગની ગેલેરી આગળ જઇ રડવાની શરૂઆત કરતી હતી. એટલામા ચદ્રકાતના માથાપર એક ઇમારતી લાકડુ આવી અફળાયુ ચદ્રકાત તરતજ જમીન દોસ્ત થઇ મૃત્યુ પામ્યો. હવે અરવિદની દ્રષ્ટિમા આગ સિવાય કઇ જોઇ શકાતુ નથી. એટલામા પાછલી ગેલેરીમાથી કોઇ બચાવો એવી ભયકર ચીસ સાભળી પોતાના પ્રાણની દરકાર ન કરતા અરવિદ તે તરફ ધાયો. તે તરૂણીને જીવના જોખમે પોતાના

બંને હાથમાં ઉચકી લઇ ગેલેરીઆમાંથી એકદમ કુદી પડયો સુદેવ તરૂણીને કઇ પણ ઇજા થવા પામી નહિ. પરન્તુ અરવિંદ બાણુ સખત પટકાયો અને બેહોશ થયો.

થોડા સમય બાદ અરવિંદ અને સરલાના શ્રીમતાઇભર્યા લગ્ન થયા હતા. એક દિવસ સરલા અને અરવિંદ ઉપર વર્ણવી ગયેલા વસંતોદ્યાનમા સંધ્યા સમયે ફરતાં હતા. અરસ્પરસ હાસ્ય વિનોદ ચાલતો હતો એટલામા પાછળથી પૂર્વોકત પ્રમાણેજ અરવિંદ હજી તારી રીત સુધરી નહિકે એવો કઠોર અને ગંભીર સ્વર સંભળાયો, પરંતુ તે પ્રેમ ઉલ્લાસ મગ્ન થએલ દંપતિના સાંભળવામા આવ્યો નહિ હોય એમ દેખાયુ

---

# શરત કે યુક્તિ ?

લે૦—પન્નાલાલ ડાહ્યાભાઈ ઝવેરી



માણસ જાડો હતો, ચોખ્ખા કપડા પહેરેલાં હતા ભરા વદાર મુખ હતુ તેણે ચેકનો સૂટ પહેર્યો હતો તે 'આનંદ ભૂવન લૉજ'મા દાખલ થયો, અને જાણે પોતાનુજ ઘર ન હોય તેમ જ્યા મી. અર્જુનલાલ ઇઝીચેર પર વિરાજી આખપર ચશ્મા લગાવી ન્યુસપેપર વાચવાની લહેજતમા પડયા હતા ત્યા દાખલ થયો 'ગુડ મોર્નીંગ સર! આ લૉજના મેનેજર કોણ છે?' તેણે પુછ્યુ.

'સેવક પોતે આ લૉજનો મેનેજર છે સાહેબ' મી અર્જુનલાલે નમ્રતાથી ઉત્તર વાળ્યો. તે આવનારે ટોપી માથા ઉપરથી ઉતારી રૂમાલથી પ્રસ્વેદ લુછ્યો અને રૂમાલ ફરકાવતા ઓરડામા ફરવા માડયુ 'ઠીક' મારે આપની સાથે કાઇ વાત કરવી છે. કાઇક ખાનગી આપણે અહિ ફિકર વગર વાત કરી શકીશુ 'ઘણી ખુશીથી' મી અર્જુનલાલે થોડો સમય અજાયબ થયા પછી કહ્યુ મે આપને મારા રૂમમાં તેડયા હોત પરતુ ત્યા મારી પત્ની નિદ્રા લે છે અને ત્યાથી એને ઉઠાડી શકાય નહિ વળી જમનારાઓ હમણા આવતા નથી, હજુ વાર છે. લગભગ દહાડો ઉતરતા આવશે.

'અરે! આ બહુ સારો છે' ચેકના સૂટ પહેરેલ મનુષ્યે કહ્યુ. અને ત્યાર પછી તે મોજથી ભીતને અઢેલીને બેઠો 'તમારે ત્યા આજે એક વાગે મીજબાની-પાર્ટીનો ઓડર છે ને'

'અર્જુનલાલે ભવા ચઢાવ્યા' આપ સાહેબ .. .અર્જુનલાલ બોલવાનુ શરૂ કરતા હતાં એટલામા પેલાએ તેને અટકાવ્યો 'હા! હા!' સમજ્યો તમે મારૂ નામ અને ધધો જાણવા માગો છો?' આ રહ્યો મારો કાર્ડ કદાચ તમે મારૂ નામ જાણતા હશો.

મી અર્જુનલાલે નીચે પ્રમાણે વાચ્યુ

## મી. એમ એમ મુન્શી

ઠીક' નહિ સાહેબ' તેણે યાદ કરતા કહ્યુ 'મને આપનુ નામ યાદ આવતુ નથી'

મી મુન્શીએ નિશ્વાસ મૂકયો

"નહિ! તેણે કહ્યુ આટલીજ મારી કીર્તિ ચાલો કાઇ નહિ. મે તમને કહ્યુ કે આજે તમારે ત્યાં એક પાર્ટી–કલબ આવવાની સર બાલકૃષ્ણ. વામન ડૉ નલિનીકાન્ત અને બીજા મિત્રો છે હવે જુઓને આમ છે કેટલાક વચ્ચે સરત રમાઇ છે તેમા એમ છે કે સર બાલ કૃષ્ણ મને ઓળખે છે, હવે શરત એવી છે કે તેમની પાસે હોઉં છતા હુ ઓળખાઉ નહિ એવુ કરવુ છે, સર બાલકૃષ્ણ કહે છે કે તેઓ મને ગમે ત્યા પણ ઓળખી કાઢશે, ત્યારે આજે મારે એવી રીતે હાજર રહેવુ જોઇએ તેઓ મને ઓળખી શકે નહિં, હુ ગહન વિચારમા પડી ગયો હતો કે જરૂર હવે મારા નામની કાળી ટીલી થવાની' પરતુ આજ સવારે મને એક બહુજ સુદર વિચાર આવ્યો હુ આપની હોટલમા વેઇટર તરીકે રહીશ"

'એક વેઇટર તરીકે? અર્જુનલાલે તેજ શબ્દ અજાયબીથી ફરી ઉચ્ચાર્યો.

'હા' મી મુન્શીએ પોતાની જાડી આગળી બીજા હાથ ઉપર નાખતા કહ્યુ "મારી પાસે વેઇટરનો ડ્રેસ બનાવટી મોઢુ, બનાવવાનો સામાન વિગેરે સર્વે તૈયાર છે ફકત તમારી હાનીજ વાર છે અને તમારા માણુસોની ચોકસ મહેનત જોઇએ જો આ પ્રમાણે બરાબર બનશે તો એ લોકોની ખરેખરી મસ્કરી થશે અને હુ શરત જીતીશ અને ધારૂ છુ કે હુ જરૂર જીતીશ અને જેથી પાર્ટીની ગમ્મતમાં વધારો થશે તમારા લાભમા પણ એથી વધારો થશે" મી અર્જુનલાલે થોડો સમય વિચાર કર્યો 'ઠીક મારે કાંઇ એમા વાંધો નથી મી૦ મુન્શી'

'તમે એ સાહેબના મિત્ર છો તમે ખાત્રી આપો કે એમા મને કાંઇ નુકશાન નહિ થાય અને કાંઇ તોફાન નહિ થાય

'નુકશાન! મી૦ મુન્શીએ આશ્ચર્યતાથી કહ્યુ ' ભલા માણસ ઉલ્ટો ઉપકાર માનો કે તમારૂ ઘર એક જાહેર ખબરનુ સ્થાળ થઇ પડશે આજની આખી વાર્તા કાલે આખા શહેરમા ચર્ચાશે

'હવે ત્યારે તમે શું કરવા માગો છો?' મી અર્જુનલાલે કાંઇ ન બોલતા કહ્યુ

'અરે કાઇજ નહિ' તમે તમારા બીજા વેઇટરોને કહેજો હુ આ પાર્ટી સાથે આવેલો નોકર છુ તમારા માણસોને બહુ કામ ન સોપતા હુંજ ઉપાડી લઇશ તમે તમારા માણસોને ખરી વાર્તા નિવેદન કરશો તો કદાચ કોઇ અંદર ચાડીઓ હશે તો વાત ડૉ. નલિનીકાતને માલમ પડી જશે. કારણ કે એ બહુ ચતુર છે"

'પણ' મી અર્જુનલાલે વાંધો ઉઠાવ્યો 'મારા વેઇટરો તમને ઓળખશે કારણકે ટેબલ પાસે ઉભા રહેવું એ બહારથી જેટલું સહેલું દેખાય છે તેમ નથી. મી મુન્શીએ હસી દીધુ

'અરે ! એ તો ઘણીજ નજીવી વાત છે' મુન્શીએ કહ્યુ 'મે એનો ઘણી સારી રીતે અભ્યાસ કર્યો છે. એ તો મારા ધંધામાંનો એક ભાગ છે તમે જાણતા નથી ? કેટલીએ વાર સ્ટેશન પર ભજવી બતાવ્યુ હશે તમારા ટેબલ સાફ કરનારા કદિ પણ મને ઓળખી શકવાના નથી તેને માટે તો મારા ઉપર પૂર્ણ ભરોશો રાખજો. આલો હવે હુ જઇશ ?

મી. મુન્શીની ચક્ષુમાં કાઇ હાસ્યનો આવિર્ભાવ જણાતો ન હતો પરતુ મી અર્જુનલાલે હસી દીધુ

'ઘણુ સારૂ ત્યારે મને તમે દરેક જોખમદારીથી છુટો કર્યોછે"

'બસ ! મારા ઉપર ભરોશો રાખો' મુન્શીએ ફરીથી ખાત્રી દાખવતા કહ્યુ

'ચાલો હવે એ તો નક્કી થયુ હવે એક માણસ મને સોપો ને પછી હુ તમને એક ખાસ રૂમ આપવાને કહીશ જયા હુ મારો ડ્રેસ પહેરી સજ્જ થઇશ હવે આ પ્રસંગે મારૂ નામ ત્રીકમ રાખજો, યાદ રહે એવુ અને બોલવાને પણ સહેલુ કેમ યાદ રહેશે ? ત્રીકમો'

'ત્રીકમો ?' અર્જુનલાલે યાદ કરતા કહ્યુ, 'હા ! હા !! બહુજ ફક્કડ !!! હુ નક્કી યાદ રાખીશ'

* * * *

ટાઇમ પ્રમાણે પાર્ટીના મનુષ્યો આવી પહોચ્યા

મી અર્જુનલાલને આનાથી પોતાને માટે ઘણું માન ધાર્યુ અને પાર્ટીને તન મનની મદદથી ખૂશ કરી અને પોતે પણ મી મુન્શી ઉર્ફે ત્રીકમોની મેનેજમેટથી રમુજ પામ્યો વળી એની બરોબર એક વેઇટર જેવી વર્તણુક જોઇ તે આશ્ચર્ય પામ્યો

પરંતુ હવે મી અર્જુનલાલની મુદ્રાપરથી રમુજીપણું જતું રહ્યુ અને જેવા એક બે જણ ઉઠયા કે તરતજ તે પાર્ટી આપનાર સદગૃહસ્થ સમીપ ગયો "કેમ સાહેબ ! દરેક ચીજ ટેરટપ્રુલ બની હતી ને ?'

"હા ! હા ! બહુજ સરસ ! ! ! એકસેલન્ટ પાર્ટી વેઇટરો પણ રેગ્યુલર આના કરતા વધુ સરસ હોયજ નહિ ?"

'આવુ સાભળીને ઘણોજ ખુશ થયો છુ' મી અર્જુનલાલે ફુલાતા કહ્યુ "ખાસ સ્પેશિયલ બનાવ્યુ છે"

"બીલ આપો હવે કારણકે હમારે ઘણા જલ્દી અહીંથી જવુ છે" સર બાલકૃષ્ણે કહ્યુ

"હમણાજ બનાવી આપુ છુ સાહેબ !" એમ કહી તે એકદમ પોતાના રૂમમા દોડયો

'બાર ને બે ચૌદ ને છ' ટોટલ ઉમેરતા ઉમેરત હાસ્યથી ઉભરાઇ જતા અર્જુનલાલ બબડયો 'અને હજુ આનાથી અડધા તો કાલ્ડડ્રી ઙના થશે. આના જેવી કમાણી કઇ ?'

તે ઉઠયો અને પોતાના નાના ઓરડાના દ્વાર પ્રતિ ગયો પણ આ શુ ? દ્વારને બાહારથી તાળુ મારેલુ હતુ એક મીનીટ મી મેનેજર મંત્રમૂઢ જેવો અજાયબીમા ગરકાવ થઇ ઉભો રહ્યો તેણે સાકળ જોરથી ખખડાવી અને બરાડયો 'કાણે તાળુ દીધુ ? ઉઘાડો?' પરતુ એની ઓરડી એવી જગ્યાએ હતી કે કોઇનુ ધ્યાન ખેચાય નહિ આખરે એને કોઇએ બોલતા સાભળ્યો 'આ બારણુ જલ્દી ઉઘાડો કોઇ ગધેડાએ મને અદર પુર્યો છે આવે વખતે પણ મશ્કરી ! જલદી કરો અને બીજા માણસોને બોલાવો.'

આખરે બારણુ ઉઘડયુ જેવો તે દ્વાર બહાર નિકળ્યો કે પોતાની હોટલમાથી એકદમ બહાર પડયો. અને આખરે 'આનદભૂવન' ના માલિકે સર બાલકૃષ્ણને ગાડીમા બેસતા પકડયો

'ઘણોજ દિલ્ગીર છુ સાહેબ કે બીલ લાવતા ઢીલ થઇ આ રહ્યુ બીલ' હાફતાં હાફતા મી અર્જુનલાલે કહ્યુ સર બાલકૃષ્ણે અ-જાયબીથી તે બોલનાર તરફ જોયુ અને બીલ તરફ જોયુ પછી મી અર્જુનલાલને ઉદ્દેશી ને કહ્યુ 'આ શુ ઘોટાળો છે ? મે દશેક મિનિટ અગાઉ તમારા એક વેઇટરને બીલ ચુકવી આપ્યુ છે ૧૮ રૂપીયા રા રોકડ અને પાચ પાચની બે નોટો. તે છતા વળી મને પુછો છો ?'

તમે એક વેઇટરને આપ્યા ?' મી. અર્જુનલાલ વિમાસણમા પડયા 'મને પૈસા મળ્યાજ નથી'

સર બાલકૃષ્ણે ધ્યાન નહિ આપ્યુ 'હુ શુ કરી શકાશ હવે ? મારી પાસે તમારી રબરસ્ટામ્પની રશીદ છે તમારી એવે સમયે કશી ચાલ્યા જવાની અગત્ય ન હતી તે તમારો એક વેઇટર હતો, સફેદ સૂટ પહેર્યો હતો અને ગુલાબી મુખ હતુ એણે બે મીનીટ પછી જ્યારે મે તમને બીલ માટે પુછયુ ત્યારે આણી આપ્યુ હતુ

મી અર્જુનલાલ વિચારમા પડયા પરતુ એકદમ પુછયુ

'તમે સાહેબ-તમે સાહેબ કોઇ મુન્શી નામના ગૃહસ્થને ઓળખો છો?' નિરાશપૂર્ણ અવાજે અર્જુનલાલે પુછયુ. એક એકટર છે'

'મુન્શી-મુન્શી' ફરી ફરી યાદ કરી સાહેબ બોલ્યા 'નહિ કદિ નહિ-કેમ ?'

'નથી ઓળખતા ? મી મુન્શી' જે તોપખાનાવાલાનો પાટ કરે છે શારદા ભૂવન થીયેટરમા' અર્જુનલાલે વકીલની માફક પ્રશ્ન કર્યો

સર બાલકૃષ્ણે વિસ્મયતાની નજરે પ્રશ્ન કરનાર તરફ જોય

'મી અર્જુનલાલ !' સર બાલકૃષ્ણે દયાથી એના તરફ જોઇ કહ્યુ 'તમને મેડ હાઉસમા મુકવા જોઇએ'

સર બાલકૃષ્ણ ગાડીમા બેઠા અને કોચમેનને હાકી મુકવા કહ્યુ ગાડી ગઇ અને મી અર્જુનલાલ વિમાસતાજ રહ્યા

એક ક્ષણ બિચારા અર્જુનલાલ દિલગીર થઇ ઉભા આખરે પોલીશની બુમથી એ ચમક્યો અને લૉજમા દોડ્યો. 'મુન્શી-ત્રીકમા ડામીશ-ત્રીકમા !' એકદમ જોરથી અટક્યા વીના એણે બુમ પાડવા માડી 'જાવ ! એની પછવાડી જાવ ! જે એ લુચ્ચાને પકડી લાવશે તે પાચની નોટ જીતશે હજુ એ બહુ દુર નહિ ગયો હોય.'

પણ એને એમ લાગ્યુ કે જો તે પોતે ગયો હતે તો કંઇ વળતે પરતુ હવે બધી શોધ ખોટી છે એક ખોળ કરનારને તરતજ એક ડિટેક્ટીવ મળી આવ્યા જેણે સાઇકલ નિશાનીઓ શોધી કાઢી અને તે નિશાનીઓ હાઇ રોડ સુધી ચોખ્ખી માલમ પડતી હતી

પોતાની પત્નીના કહ્યાથી અને કેટલાક મ્હેણાથી એ ડિટેક્ટીવ ઇન્સપેક્ટરની ઑફિસમા ગયો ત્યા ડિટેક્ટીવે બિચારા અર્જુનલાલની વાર્તા ધ્યાન પુર્વક સાભળી અને છેલ્લે નરમાસથી કહ્યુ '

એ તો મહાન ઉઠાવગિર માધવ હશે એક વખત એ રસોઇઓ હતો ત્યાથી એના શેઠનો કાઇક સામાન ચોર્યો હતો પછી એને પાચ વર્ષની કેદ થઇ-કેદમાથી છુટયો-ઉત્તર હિંદ ગયો-નાટકશાળામા રહ્યો એક કોમેડિયન ગાયક ને નામે બહાર પડયો ત્યાર પછી એક ડઝન તહોમતો એના ઉપર છે મહા લુચ્ચો અને ચપળ છે હજુ પકડાતો નથી.

આવો મજાનો રિપોર્ટ વાચી રહ્યા પછી ડિટેક્ટીવે કેટલાક સવાલો પુછ્યા અને તેના જવાબો લીધા પછી કેટલીક નોધ કરી લીધી અને અર્જુનલાલથી છુટો પડયો. 'કાઇ ખબર પડશે તો કહીશ'

એવો નિર્થક ઉત્તર આપ્યો મી. અર્જુનલાલે કપાળ કુટયુ અને બોલ્યા **'આ શુ? શરત કે પૈસા પેદા કરવાની એક નવી પેટ્ટ યુક્તિ. !'**

પ્રિય વાચક ? આવા ઉઠાવગિરથી ચેતતા રહેજો હવે મી અર્જુનલાલ પોતાની પત્નિની સમતિ લીધા વિના કશુ કામ કરતા નથી

ઉઠાવગિરો ! રખે તમે કોઇ આ યુક્તિ પકડતા. કારણ કે શેરને માથે સવાશેર છેજ તેમ મી. બનાવટી મુન્શી પણ કોઈ દિને પકડાશે

વ્હાલા વાચક ? હાલ તો મી અર્જુનલાલને 'આ શુ ? શરત કે યુક્તિ 'ના વિમાસણુમા પડતા મુકી તમારી રજા લઇશ વખત આવ્યે એના પકડાવાની વિગત 'પુષ્પહાર' દ્વારજ આપને નિવેદન થશે અસ્તુ.

સમાપ્ત.

---




લેખક—પન્નાલાલ ડાહ્યાભાઈ ઝવેરી.

૧

મીઠાઇવાળાની દુકાન હતી એક ફાટા તુટા વસ્ત્ર પહેરેલો ગૌરવર્ણો યુવાન ભિક્ષુક દયામણે મુખે દુકાનદાર સામુ જોઇ રહ્યો હતો કિંતુ દુકાનદારે તેને બેચાર ગાળ ચોપડાવી તેને હાંકી કાઢયો. નિરાશમુખે તે ચાલ્યો જતો હતો એટલામા પછવાડીથી કોઇએ બુમ મારી 'દેવેંદ્ર' તે ભિક્ષુક કે જેનુ નામ દેવેંદ્ર હતુ તેણે પાછળ જોયુ 'મારી પાછળ પાછળ આવ' દેવેંદ્રએ તે મનુષ્યની આજ્ઞાનુ પાલન કર્યુ થોડે દુર ગયા પછી તેઓ એક ગલીમા આવ્યા અને એક ગૃહમા પેઠા 'માધુ ? આને સાબુ ચોળી નહવાડ' એક નોકરે આવી દેવેંદ્રનો હાથ ઝાલ્યો અને બાથ રૂમમા તેડી ગયો 'અને સારા કપડા પહેરાવી અહિ લાવજે' હુકમ પ્રમાણે દેવેંદ્રને નહવાડી સારો ડ્રેસ પહેરાવી તે મનુષ્ય સન્મુખ હાજર કર્યો 'ઠીક ! જાઓ એને સારો ખોરાક ખવાડો'

તરતજ ટેબલ ઉપર જાતજાતની વાનીઓ, ફ્રુટ વિગેરે આવી પડ્યુ દેવેંદ્રના પેટમા બે વેતનો ખાડો પડયો હતો તેથી જરાએ જરા ઉડાવી ગયો પરતુ ખાધા પછીજ તેને માલુમ પડયુ કે જીદગીમા આજેજ તેનુ પેટ અકળાય છે આ સમયે એની કાંતિ એક રાજવશીને શોભે એવી હતી. "જો દેવેંદ્ર !" તે મનુષ્યે કહ્યુ.

"અહિં જે કઇ થાય અને તારી જોડે ગમે એમ વર્તન થાય તને ગમે ત્યા લઇ જવામા આવે તે વિશે તારે એક શબ્દ પણ ઉચ્ચાર ન કરવો. તારી જીદગીને કોઇ વાતની પણ હાનિ થશે નહિ" દેવેદ્રે ડોકુ હલાવ્યુ, પછી તે મનુષ્યે બે નોકરોને ઇશારત કરવાથી તેઓએ દેવેંદ્રની આખે પાટા બાધ્યા, પછી એને ઉચકી લઇ જવામા આવ્યો. જ્યારે એની આખેથી પાટા ખોલી નાખવામા આવ્યા ત્યારે એને માલમ પડયુ કે તે એક થિએટર જેવા મકાનમા છે સામે ગેલેરીઓ છે અને ત્યા કેટલાક મનુષ્યો બેઠેલા હતા નીચે એક ખુરશી અને ટબલ માડેલા હતા ખુરશી ઉપર એક ભવ્ય મુદ્રાવાળો અને મોટી મુછોવાળો મનુષ્ય બેઠેલો હતો તે આ મડળનો ઉપરી હોય એમ લાગતુ હતુ દેવેદ્ર તો આ બધુ જોઇ ગભરાઇજ ગયો અને આ ઘડી ઘડીના ફેરફારો જોઇ એને સ્વપ્નની ભ્રાતિ થઇ "દેવેદ્ર આમ આવ! તારે ફકત એક કામ કરવાનુ છે આજથી એક મહીના સુધી તને મોજ મળશે બરોબર આવતી તા ૬ ઠીએ તારે બે શબ્દ વાપરવાના છે જે તને અમે એક મહિના સુધી શીખવીશુ અમે તને તે દિવસ કોટ પેટ, કોલર, ટાઇ વિગેરેથી ઉચા ડ્રેસમા સજ્જ કરી ફર્સ્ટ ક્લાસ વિકટોરીયામા બેસાડી લઇ જઇશુ. તને અમે ગવર્નર તરીકે ઓળખાવીશુ તારે ગવર્નર જેવો રોફ રાખવો તને "વીટી સ્ટીમ એન્ડ કો હાઇ ક્લાસ ગુડસ સ્ટોર" ની દુકાનમા લઇ જવામા આવશે ત્યા તને જે કાઇ માલ અમે બતાવીએ તે તારે રાખવા પછી તને એક ખાસ રૂમમા બેસાડવામા આવશે. ત્યા તારે આ બે શબ્દ વાપરવાના છે જે કઇ તને પુછે તેનો **યસ** કે **નો** જવાબ દેવો તને એક ન્યુસપેપર આપવામા આવશે તે વાચવાનો ડોળ કરવો આ પ્રમાણે તારે કરવાનુ છે, થશે કેની? નહિ તો પછી પેલા બે યત્ર વચ્ચે તારૂ માથુ મુકવાને

તૈયાર થા કારણકે અમારી આજ્ઞાનુ જે પાલન નથી કરતો તે અહિથી જીવતો નથી જતો અને જે આજ્ઞા પાલન કરે છે તેને રોજ મિષ્ટાન મળે છે

દેવેદ્રે કહ્યુ " ભાઇશાબ! હુ તો તમારી ગાય છુ તમે કહો તે કરીશ."

દેવેદ્રને ધીમે ધીમે કળવવા માડયો મિષ્ટાન્ન ખાવાથી અગ બળ અને તેજસ્વિતા વધી હતી

૨

આજે ૬ ઠી તારીખ છે, સવારથી રસ્તો સાફ થાય છે પાણીનો છટકાવ શરૂ થયો છે રામપૂરથી ગઇ કાલે તાર આવ્યો હતો કે મદ્રાસના ગવર્નર સાહેબ પધારવાના છે અમુક કરી તરત ચાલ્યા જવાના હોવાથી કાઇ ધામધુમની જરૂર નથી "

સવારના નવ વાગ્યાના સમય હતો ગવર્નર સાહેબની ગાડી શહેરમા આવી પહોચી આગળ પાછળ બંધ ઘોડેસ્વાર હતા ગાડીમા ગવર્નર સાહેબ તથા તેમની સામે તેમનો પ્રાઇવેટ સેક્રેટરી બેઠલો હતો 'ડી કેકોબાદ એ ડ કો' ની મોટી દુકાન ફુલ પાન તોરણથી શણગારાઇ હતી પ્રાઇવેટ સેક્રેટરિએ કાઇક ગવર્નર સાહેબના કાનમા વાત કરી બને ઉતર્યા મી કેકોબાદ જાતે લેવા આવ્યા. ગવર્નર ને દરેક જાતનો માલ બતાવવામા આવ્યો મી કેકોબાદ તો અડધા અડધા થઇ જતા હતા જે માલ પ્રાઇવેટ સેક્રેટરીના હાથમા હોય તે માલ માટે 'યસ' કહી તે સઘળો માલ ગાડીમા મોકલાવ્યો હવે ગવર્નર સાહેબને મેનેજર્સ ઓફીસમા બેસી જરા રેસ્ટ (વિસામો) લેવા વિનતિ કરવામા આવી ગવર્નર સાહેબને બેસાડયા પછી પ્રાઇવેટ સક્રેટરિએ મી કેકોબાદને બોલાવી કહ્યુ 'મેમ સાહેબના પેટમા દુ-

ખવાથી આવી શકયા નથી તેથી તેમની પસંદગી માટે આ માલ તેમને ઉતારે જરા મોકલાવીએ છીએ તમે માલનું લીસ્ટ ઉતારી લો ગવર્નર સાહેબને મે એ વિષે વાત કરી છે'

'અરે ! હવે લઇ જાવોને સાહેબ ! ઉતારે આવી બીલ લઇશુ. હમણા હીઝ એક્સેલન્શીની મેનેજમેટમાથી ચુકવુ ના જોઇએ' મી કેકોબાદે કહ્યુ મી, કેકોબાદ ગવર્નર સાહેબ પાસે ગયા અને ગાડી ઘોડેસ્વાર ઉપડી ગયા મી કેકોબાદ રૂમમા દાખલ થયા, ગવર્નર સાહેબ ન્યુસ વાચતા પડયા હતા ત્યા મી કેકોબાદે જે ઇગ્લિશમા વાતચિત કરી હતી તે વાચકોના ખુલાસાર્થે ગુજરાતીમા આપીશુ

કે—માઇ લોર્ડ ' શુ આપના મેમસાહેબ સીક છે ?' ગર્વનર સાહેબે ન્યુસપેપરમાથી ડોકુ બહાર કાઢી જવાબ આપ્યો 'યસ' ક—હુ એ સાભળીને ઘણો દિલ્ગીર થયો છુ ગ—યસ એટલામા એક નોકર બરફ્ શરબત નાખેલુ કોલ્ડડ્રીકનુ એક ગ્લાસ ગર્વનર સાહેબ સારૂ લાવ્યો સાહેબને આપવાથી તે ગટકાવી ગયા માઇ લોર્ડ ! કાઇ ટીફીન ' ! ' નો ' મી કેકોબાદ બહાર ગયા અને થોડા સમયમા પાછા આવ્યા 'મેમસાહેબ બહુ સિરિયસ સીક છે ? 'યસ'

'હજુ આવ્યા નહી થોડા સમયમા આવશે કે ? ' 'યસ' વળી મી કેકોબાદ ગયા ને આવ્યા ગર્વનર સાહેબ, મી કેકોબાદ બહાર જાય એટલે ન્યુસની બહાર જોતા અને આવે કે વાચવા મડી પડતા વખત વીતવા લાગ્યો. કલાક થઇ ગયો તો પણ ગાડી આવી નહી

' માઇ લોર્ડ ! ગાડી કયારે આવશે કાઇ અડસટ્ટો બાધ્યો છો?' ' નો ' ગવર્નર સાહેબ જોરથી બરાડયા, મી કેકોબાદ આવા કઠોર

જવાબથી ગભરાયા અને ભાગી ગયા તે કલાક સુધી પાછાજ નહી આવ્યા મી કેકોબાદને જમવાનો ટાઇમ થયો આખરે પાછા રૂમમા આવ્યા અને જોયું તો ગર્વનર સાહેબ ઉંઘમા પડેલા હતા મી કેકોબાદ અજાયબ થયા બેચાર નરમાશથી બુમ પાડી પણ સાહેબ કાઇ જાગૃત થયા નહી સાહેબનો ઘડિયાળનો અછોડો બહાર નિકળી પડયો હતો મી. કેકોબાદે બારીકીથી તપારયો તો પીંચગોલ્ડનો માલમ પડયો વળી સાહેબ ઉંઘમા કાઇ ગુજરાતીમા બબડતા માલમ પડયા. આથી વ્હેમમા વદ્ધિ થઇ મી કેકોબાદે જોરથી બુમ પાડી ' તમે કોણ છો સાહેબ'' જાગી ઉઠયા અને ગભરાતા ગભરાતા બોલ્યા " ભઇ શાબ ' ભઇ શાબ !'' તારૂ નામ શુ ? '' ' મારૂ નામ દેવેદ્ર ભિખારી ' લગભગ રડી દેતા સાહેબે જવાબ આપ્યો મી કેકોબાદે બેચાર લપડાક તેને લગાવી લીધી બધા કપડા ઉતારી લીધા અને ફાટા તુટા પહેરાવી પોલીસમા સોપ્યો બજારમાથી જતા બધાએ એને ઓળખ્યો પોલીસ ગેટના માણસોએ પણ ઓળખ્યો. એને ધમકી આપવાથી બધી વાત કહી દીધી હવે પોલીસો દોડાવ્યા પણ કઇ પત્તો મળ્યા નહી. પ્રાઇવેટ સેકરેટરી બનીને આવેલો તે મંડળનો ઉપરિ હતો ઘોડે સ્વાર કોચમીન બધા મંડળનાજ હતા રામપુરથી તાર મુકનાર એક મહીનોજ થયા નોકરીયે રહ્યો હતો. અને હવે તેનો પત્તો નથી

પ્રિય વાચક ! હાલતો દુષ્ટ મંડળને શ્રાપ આપી, મી કેકોબાદને ૧૫-૨૦ હજાર માટે રડતા મુકી દેવેદ્રને કેદમા સબડતો મુકી વિરમીશ.

સમાપ્ત




અમારી "પુષ્પહાર" સીરીઝના બદલામા નીચેના માસિકો અને પુસ્તકો તેમના **પ્રકાશકો તરફથી** મળ્યા છે **તે માટે તેમના આભારી છીએ.**

૧ **"પાટીદાર પ્રકાશ"**-તંત્રી **ગોવિંદજી જીવણજી જલાલપોરકર.** તરફથી તેના ૫-૬-૭ અંકો મળ્યા છે જ્ઞાતી વિષેના સમાચારો અને જ્ઞાતીની ઉન્નતીના ઉપાયો સારી રીતે ચર્ચાય છે અમે એ બંધુને જ્ઞાતીસેવાના કાર્યમા વિજય ઇચ્છીએ છીએ

૨ **"માનવ-વિકાસ"**-પ્રકાશક **પ્રભાશંકર ગોવીંદરામ શુકલ** તરફથી ઉકત માસિકના પ્રથમ વર્ષના ૩-૪ અંકો મળ્યા છે શરૂઆતથીજ વિદ્વાન લેખકોના લેખો આવે છે ભવિષ્યમા સારૂ કામ કરશે એવી આશા છે

૩ **"કલાધર"** તંત્રી **ગિરધરલાલ અંબારામ ત્રીવેદી** તરફથી **૧-૨ અંકો** મળ્યા છે,

૪ "વિચાર-પુષ્પમાળા"પુષ્પ પાંચમુ, પ્રકાશક **નૃસિંહદાસ બી. વિભાકર** આ પુષ્પમા બંગાળાના સુપ્રસિદ્ધ લેખક રવિન્દ્રનાથ ટાગોરના "સમાજ" નામના પુસ્તકનો અનુવાદ છે, કવિ મહાગણીશંકરની કલમથી અનુવાદ થયો છે, ખાસ વાચવા યોગ્ય છે,

૫ 'ફિજી ટાપુઓમા હિન્દીઓની સ્થીતી"-અનુવાદક **કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ.** મૂલ્ય માત્ર ૦-૬-૦ આ પુસ્તક વાચતા હૃદય ભરાઇ આવે છે, કોઇ હૃદયશુન્યની આંખમાથીજ આ પુસ્તક વાચી આસુ ન્હિ નીકળે.

એ શિવાય પ્રાત:કાલ, દશાશ્રીમાળી હિતેચ્છુ અંક-૭, શ્રાવક શ્રાવીક ધર્મ, સુદર્શન શેઠ અન શીલ મહીમા વગેરે મળ્યા છે, અવલોકન હવે પછી.

# દુશ્મનોપર ગોળીઓ.

લડાઇમા ગોળીઓ વગર દુશ્મનો મરતા નથી શરીર પર રોગ અને નબળાઇ રૂપ દુશ્મનોના ધસારાને હઠાવવાને તથા તેઓને નાશ કરવાને આતક નિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરનાર માણુસ પુરી ફતેહ મેળવે છે હાથથી જવા લાગેલા શરીરરૂપ કિલ્લાને બરાબર પોતાના કબજામા રાખી શકે છે એટલુજ નહિ પણ લાંબી મુદતે પણ ખર ખડે નહિ એવી રીતે તેને મજબુત બનાવી શકે છે

આ ગોળીઓ પાચન શકિતને સુધારે છે લોહી તથા વીર્યના હરેક જાતના વિકારને દુર કરે છે અને શરીરમા તેજ તથા તાકાત આપે છે

કિંમત ગોળી ૩૨ની ડબી ૧નો રૂા. ૧ એક

વધારે વિગત જાણુવાને પ્રાઈસલિસ્ટ મગાવો

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

માલેક આતકનિગ્રહ ઔષધાલય

જામનગર-કાઠિયાવાડ

સુરતના એજટ—
ઉત્તમરામ ઉમેદરામ
ઠે ઝાપાબજાર સુરત

ચપકલાલ ગીરધરલાલ જરીવાલાએ સુરત બેગમપરામાથી પ્રસિદ્ધ કર્યું અને—સુરત ખપાટીઆચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મી નારાયણની વાડીમા આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમા મુલચદ કસનદાસ કાપડિયાએ છાપ્યુ.



# ઈનામો! સુંદર ભેટો!! ઈનામો

અમારા કાર્યાલય તરફથી "પુષ્પહાર" અને "સરસ્વ વાર્તામાળા" નામની બે વાર્તામાળાઓ બહાર પડે છે પુષ્પહા વાર્ષિક મૂલ્ય **માત્ર બાર આના** છે અને "સરસ્વત માળાનું મૂલ્ય ૧-૨-૦ છે. બન્નેમાંથી કોઈ પણ મા ગ્રાહકો વધારનારને નીચે મુજબ કીમતી ઈનામો આપ આવશે ગ્રાહક વધારવા માટે હેંડબીલો વગેરે મેનેજરને વાચી મોકલવામાં આવશે ગ્રાહક વધારનાર પુષ્પહા ગ્રાહક હોવો જોઈએ વાર્ષિક મૂલ્ય મળી ગયા પછીજ મોકલવામાં આવશે ભેટનું પોષ્ટ ખર્ચ મેળવનારને શીર છે

| વર્ગ | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨૦ | ગ્રાહક | વધારનારને | એક ગેરન્ટાપ નીન્ટમ ઘડીયાળ |
| ૨ | ૧૫ | ,, | ,, | ,, સુંદર ઈન્ડીપેન |
| ૩ | ૧૦ | | ,, | સુગંધીદાર ત્રણ સાબુનું બોક્સ |
| ૪ | ૯ | ,, | ,, | એક ચાંદીનો અંકોડો |
| ૫ | ૮ | ,, | ,, | પુષ્પહાર આખું વર્ષ મફત |
| ૬ | ૭ | ,, | ,, | સુગંધીદાર હેરઓઈલની બાટલી |
| ૭ | ૬ | ,, | ,, | અત્યુત્તમ સેન્ટની શીશી |
| ૮ | ૫ | ,, | ,, | ચાંદીનું એક કોલર બટન |
| ૯ | ૪ | ,, | ,, | સો પૃષ્ઠની સચિત્ર વાર્તાની બુકો |
| ૧૦ | ૩ | ,, | ,, | બુલબુલ માસિકના ત્રણ અંકો |
| ૧૧ | ૨ | ,, | ,, | એક રેશમી રૂમાલ |

**લખો:—"પુષ્પહાર" આફીસ.**

**બેગમપુરા સુરત.**



આ ટાઈટલ સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "રાંદેર"
પ્રિન્ટીંગ પ્રેસમાં **રતિલાલ દુર્લભદાસે** છાપ્યું